# પ્રતિમા

રચી પ્રસિદ્ધ કરનાર
કેશવલાલ હર્ષદરાય ધ્રુવ,
અમદાવાદ.

प्रथितयशसां भास....कविमिश्राणां प्रबन्धानतिक्रम्य
वर्तमानकवेः क्रियायां कथं....बहुमानः ।

मालविकाग्निमित्रे कालिदासः ।

આવૃત્તિ ૧, પ્રત ૧૦૦૦. સંવત ૧૯૮૪, સન ૧૯૨૮.

મૂલ્ય સવા રૂપિયો.

અક્ષરલોકવાસી મહાકવિ **ભાસ** !

**પ્રતિમા**ની પ્રતિમા હું કોને નિવેદન કરૂં ? શ્રીમાન કાલિદાસે પૂર્વે આપનાં વચનનો મર્મ લહ્યો હતો અને એમના રસિક હૃદયમાં ઉતાર્યો હતો. આજ તો એના આભાસના પણ સાંસા છે. આપની ઉત્તમ કૃતિના રટને જ મને મારી કૃતિની ઘટના સૂઝાડી છે. તો આ **પ્રતિમા** હું **પ્રતિમા**ના યશસ્વી કર્તાને નિવેદન કરૂં છું. દેવવૃક્ષનાં પુષ્પ દેવને. શ્રીમુખે પણ આવિમારકમાં કહ્યું છે, કે रत्नमासाद्य सुजनः पात्रे दत्त्वा प्रहृष्यति ।

અમદાવાદ.
તા. ૩–૧૨–૩૧

નિવેદક
પ્રતિમા રચનાર.

# પ્રસ્તાવના

## સાહિત્યનું આઠ વ્યક્તિનું કુટુંબ.

સૈકાંનાં સૈકાંથી ગૂમ થયેલું એક કુટુંબ થોડાંક વરસ ઉપર કેરલદેશને કાંઠે મળી આવ્યું હતું. એનાં શરીરે સમુદ્રયાત્રામાં જંતુ-જાળ વળગી હતી. એનાં અંગો કહીંક સૂજી ગયાં હતાં અને કહીંક ખવાઈ ગયાં હતાં. એ જૂથની વ્યક્તિઓ પરસ્પર સંકળાયલી હતી. એઓમાં મનોહર કૌટુંબિક મળતાપણું જોવામાં આવતું હતુ. આકૃતિઓ કદમાં ન્હાની પણ બહુ ઘાટીલી હતી. પરંતુ મહાસમુદ્રની જળસમાધિએ રૂપરંગ એવાં તો વિકૃત કર્યાં હતાં, કે તે કુટુંબ કોનું અને ક્યાંનું તે નિર્ધારવું મુશ્કેલ થઈ પડયું હતું. કોઇ કહેતું કે એ નટરાજનાં કદ્રૂપાં ભૂતડાં છે. કોઇ કહેતું કે એ અણઘડ કારીગરના હાથની મનુષ્યાકૃતિઓ છે. કોઇનો અભિપ્રાય એવો થતો કે એ કુટુંબ ઉત્તરનું છે, તો કોઇ એમ માનતું કે એ છેક દક્ષિણનું છે. અનેક શતાબ્દીઓની જળશય્યામાં એકસાથે મહાનિદ્રામાં પડેલા એ કુટુંબની વ્યક્તિઓમાં અજબ ચૈતન્યની જ્યોત એમની અદપડિયાળી આંખોમાંથી ઝળકતી હતી, તે પ્રાણ લેવા મથતા હળાહળને હસતી હતી. એ જ્યોત જોઈ ઔષધોપચારથી સજીવન કરવાની મનમાં આશા બંધાયાથી એક જડીબુટ્ટીના પ્રયોગ કર-નારો એ નિર્જીવ જેવી મૂર્તિઓને પોતાને ત્યાં લાવ્યો; અને સંજી-વનીના જળથી શરીર ફરીફરીને ધોઈ, સંશોધણીના લેપથી સોજા ઊતારી, સંરોહણીની પટીઓથી ખવાઈ ગયેલાં અંગ આખાં કરી, ફેફસાંમાં પ્રાણસંચાર સાધી, શિરાઓમાં જીવનરસ વહેતો કરી, નેત્રમાં અમૃતાંજન આંજી તેણે એક પછી એક ચાર વ્યક્તિને મહા પ્રયાસે શુદ્ધિમાં આણી બોલતી ચાલતી કરી. એ હવે પોતાનો વૃત્તાંત સ્વમુખે

કહેવાને સમર્થ છે. એ ચાર વ્યક્તિઓ તે स्वप्नवासवदत्त प्रतिज्ञायौगन्धरायण, मध्यमक અને प्रतिमादशरथ. પહેલી ત્રણનાં પ્રતિચિત્રો તેમના શરીરસંસ્કારની ટિપ્પણી સાથે પૂર્વે મેં બહાર પાડ્યાં હતાં. ચોથીનું સંસ્કારશુદ્ધ સ્વરૂપ મારા હાથના પ્રતિચિત્રથી પુરસ્કૃત અત્યારે હું સાહિત્યરસિકોને નિવેદન કરૂં છું. એ ચારે શ્રીમાન દંડી કવિએ વખાણેલાં, એકવીસ શતક પૂર્વે થયેલા કવિશ્રી ભાસનાં, નવનવાં અક્ષરશરીરો[1] છે. હજુ આ કુટુંબની ચાર વ્યક્તિઓ[2] કોઈ સમર્થ પ્રાણાચાર્યના હાથે સફળ ઉપચારની અપેક્ષા રાખે છે.

### રામકથાનાં નાટકોમાં प्रतिमादशरथનું સ્થાન.

प्रतिमादशरथ આર્ષ આદિકાવ્ય સાથે સંબંધ ધરાવે છે. સંસ્કૃતમાં ભગવાન વાલ્મીકિના रामायणને આધારે સંખ્યાબંધ નાટકો રચાયલાં મળી આવે છે. તે સર્વેમાં ભાસનો પ્રસ્તુત પ્રયોગબંધ પ્રાચીનતાને લીધે જ નહિ, એની અપૂર્વતાને લીધે પણ અગ્રસ્થાને છે. વિસ્તીર્ણ રામકથાના બે ભાગ પડે છે, રામવનવાસ અને સીતાવનવાસ. પૂર્વ ભાગનું ઉત્તમ નાટક प्रतिमादशरथ અને ઉત્તર ભાગનું उत्तररामचरित છે. उत्तरे रामचरिते भवभूतिर्विशिष्यते । એ શ્લોકાર્ધ હું સાપેક્ષ મર્યાદિત અર્થમાં સમજું છું. એનું તાત્પર્ય એવું છે, કે પૂર્વ ભાગ વિશેના महावीरचरितની અપેક્ષાએ ઉત્તર ભાગ વિશેનું उत्तररामचरित ચડિયાતું છે. રામકથાનાં અન્યકર્તૃક નાટકો સાથે ભવભૂતિની પ્રસ્તુત કૃતિની તુલના ઉક્ત નિર્ણયમાં છે નહિ. प्रतिमादशरथ અને उत्तररामचरितની

---

૧ अवन्तिसुन्दरी कथाના આરંભે પૂર્વ કવિની પ્રશંસાના શ્લોક કર્તાએ આપ્યા છે, તેમાં જુઓ ભાસની પ્રશંસાનો નીચેનો શ્લોક:–सुविभक्तमुखाद्यङ्गैर्व्यक्तलक्षणवृत्तिभिः । परेतोऽपि स्थितो भासः शरीरैरिव नाटकैः ॥

૨ ઉપર કહેલાં ચાર નાટક સિવાયનાં ભાસકૃત ચાર નાટક નીચે પ્રમાણેઃ– आविमारक, कृष्णबालचरित, दरिद्रचारुदत्त, અને पञ्चरात्र.

સરખામણી તો અભિપ્રેત હોઈ શકે જ નહિ. રંગભૂમિ ઉપર ભાસનો પ્રયોગબંધ એક છેડાથી બીજા છેડા સુધી પૂરેપૂરો ફતેહમંદ નીવડે એમ છે; જ્યારે ભવભૂતિના નાટક વિશે એવી ખાતરી આપી શકાય નહિ. સંસ્કૃત સાહિત્યની પરમ ઉન્નતિના યુગમાં થયેલા પહેલા કવિની અનેક કૃતિઓ મહાકવિ કાલિદાસનીએ આંખમાં ખૂંપે છે. અવનતિના યુગમાં થયેલા બીજા કવિની પ્રસ્તુત ઉત્તમ કૃતિમાં પણ કહીંક કહીંક બદલાયલા વાતાવરણની ઝાંખપ વધતી ઓછી જેવામાં આવે છે. લાંબા સમાસ, આડંબરી શૈલી, પદ્ય વિશે વધારે પડતો પક્ષપાત, રચનાત્મક તત્ત્વમાં વર્ણનાત્મક તત્ત્વનો કાર્યના વેગમાં મંદતા આણનારો ઉમેરો, એ ઉત્તર યુગનાં નાટકના મુખ્ય દોષ છે. ભાસ પૂર્વ યુગનો ઉત્તમ નાટકકાર ને કવિ છે. ભવભૂતિ ઉત્તર યુગનો ઉત્તમ કવિ છે.

### प्रतिमादशरथनું રસદર્શન.

જેમણે **પ્રધાનની પ્રતિજ્ઞા**, **સ્વપ્નની સુંદરી** અને **મધ્યમ** નાટક વાંચ્યાં હશે, તેમનું લક્ષ ભાસની રસ જમાવવાની પદ્ધતિ તરફ ખેંચાયું હશે. ત્રીજા નાટકના ઉપોદ્ઘાતમાં મેં તે તરફ વાંચનારનું ધ્યાન દોર્યું છે[3]. ભાસ કવિ પ્રધાન રસનો જ ઐકાંતિક વિકાસ કરે છે. **મધ્યમ** નાટકના સંવિધાનનું વાસ્તવિક બીજ **ભીમસેનને** મળવાને હિડિંબાની ઔત્સુક્યપોષિત રતિ છે. છતાં કવિ અદ્ભુત રસને જ પ્રાધાન્ય આપવા ઇચ્છે છે, તે કારણથી નાયક નાયિકાના સંભોગ-શૃંગારનો પ્રસંગ કેશવદાસને વળાવવા જવાના નિમિત્તે તે ઉડાવી દે છે. **પ્રધાનની પ્રતિજ્ઞાની** કથાગ્રંથિ અત્યંત શૃંગારમય છતાં શૃંગારી પાત્રોને રંગભૂમિ ઉપર ન આણી અનેક મુખે ઉત્સાહને પોષી પોષી એ નાટકને એણે વીરપ્રધાન બનાવ્યું છે. એવી જ રીતે **સ્વપ્નની સુંદરીમાં** આરુણિ સાથેના વિગ્રહનો પ્રસંગ રંગભૂમિથી પર રાખી એણે શૃંગા-રની પ્રધાનતા પૂર્ણપણે જાળવી છે. प्रतिमादशरथ કિંવા **પ્રતિમામાં**

---

૩ જુઓ **મધ્યમ નાટક**, ઉપોદ્ઘાત. પૃ. ૧૮.

કરુણ રસનું પ્રાધાન્ય કવિને ઇષ્ટ છે. એ ઉદ્દેશ પિતાને મળવા ન રહી વનની વાટે વળતા રામલક્ષ્મણની હૃદ્ગત ચિંતાના, મનોવેધક પ્રલાપ સાથે દશરથના મરણના, અયોધ્યાના શૂન્યકારના, ભરતના વિષાદના, જટાયુના નિધનના અને સુમંત્રે વનવાસમાંથી આણેલા દારુણ સમાચારના નિરૂપણથી અનન્યપણે કરુણનો સમુલ્લાસ પોષીને કવિએ કુશળતાથી સાધ્યો છે. સુંદરકાંડ અને યુદ્ધકાંડના પ્રસંગો ઐકાંતિક કરુણમાં ભાત પાડનારા હોવાથી એણે તે છોડી દીધા છે; વાલીના વધનો નછૂટકા-પૂરતો નિર્દેશ જ કર્યો છે; અને રામ લક્ષ્મણ તથા સીતાને દશરથના મરણથી જે શોક થાય છે, તે કહી બતાવવાને બદલે શૃંગવેરપુર આગળ તેની હયાતીમાં વાણીનો રોધ કરતો દૂમો વર્ણવી પ્રેક્ષકે કલ્પી લેવાનો જ રાખ્યો છે. પહેલો વિષ્કંભક અને છેલ્લો અંક આ અખંડ કરુણ ચિત્રની આસપાસ દોરેલી આછી રૂપેરી અને સોનેરી વેલ જેવા જ માત્ર છે. ભગવાન વાલ્મીકિના મહાન કરુણ કાવ્યનો બધો એ કરુણ રસ ભાસે प्रतिमादशरथના ૭ અંકમાં છલકાવી દીધો છે. એની ઉક્તિએ ઉક્તિએ પ્રેક્ષક અને વાચકનું હૃદય દ્રવ્યા જ કરે છે.

## સંવિધાનની અપૂર્વતા.

प्रतिमादशरथ નાટક रामायणનું નવતર સંસ્કરણ છે. એમાં મૌલિક વસ્તુ આદિકાવ્યનું લેઈ નાટકકારે સંવિધાન કેવળ નવીન જ ઘડી કાઢ્યું છે; અને તે અત્યંત સુઘટિત છે. દશરથ રાજાને થયેલો શાપ અને કૈકેયીની માગણી, એ પ્રસંગો મૂળમાં ઉપકથારૂપે આપેલા છે; અહીં તે વિશ્વકંટક રાવણના વધરૂપ કાર્યનાં અંગ બને છે. શૂર્પણખા અને ખરનું વેર વાળવાને જ રાવણે સીતાનું હરણ કર્યું હતું, નહિ કે કામવાસનાથી, એમ કહી કવિએ સીતાના દિવ્યનો પ્રસંગ પણ ટાળી દીધો છે. આવી જ રીતે મનુષ્યને હાથે રાવણનો વધ કરાવવા ભાસે અવતારની ભાવના પણ બાજુ ઉપર રાખી છે. પહેલા અંકમાં સીતાએ ક્રીડામાં વલ્કલ ધારણ કરવાં, બીજામાં અજ રઘુ

અને દિલીપ દશરથને પિતૃલોકે લેઇ જવાને આવવા[૪], ત્રીજામાં કૃત્તિકાનો સમય વટાવી દેવા વીસામો ખાતાં ભરતે ગત પિતાની પ્રતિમા જોવી, ચોથામાં રામના તપોવને ભરતનું પરભાર્યા જવું, પાંચમામાં દશરથનું સાંવત્સરિક શ્રાદ્ધ વિશિષ્ટ વિધિએ સારવાની ચિંતામાં પડેલા રામને રાવણે કાંચનપાર્શ્વ મૃગની માયા વડે છળવા, છઠ્ઠામાં સુમંત્રના મુખે કૈકેયીને દોષમુક્ત કરવી, અને સાતમામાં સત્યપાલનનું તપ તપનારા રામનો અભિષેક રામતપોવનમાં ઊજવવો, એ સર્વ કલ્પના ભાસ કવિની સ્વતંત્ર છે; અને તે એ નાટકકારની અદ્‌ભુત સર્ગશક્તિનું દર્શન કરાવે છે.

પાત્રોનું ઉચ્ચીકરણ,

रामायणનાં પ્રધાન પાત્રો તે જ प्रतिमादशरथનાં પ્રધાન પાત્રો છે. પરંતુ ભાસે ભગવાન વાલ્મીકિનાં પાત્રોનું એવું ઉચ્ચીકરણ કર્યું છે, કે તે અપૂર્વ પાત્રો બની રહે છે. આદિકાવ્યમાં પોતાને દેશવટો દીધા બાબત રામ દશરથનો દોષ કાઢે છે[૫]. નવા નાટકમાં કૈકેયીએ કરેલી માગણીથી મૂર્છિત થયેલા પિતાએ મૂર્છાથી અશક્તિ બતાવ્યા બાબત

૪ ऊरुभङ्गની સમાપ્તિએ પણ દુર્યોધનને આવું પિતૃદર્શન થાય છે. જુઓ નીચેનું અવતરણઃ—परित्यजन्ति मां प्राणाः । इमेऽत्रभवन्तः शंतनुप्रभृतयो मे पितृपितामहाः । एतत् कर्णमग्रतः कृत्वा समुपस्थितं भ्रातृशतम् । इमा उर्वश्यादयोऽप्सरसो मामभिगताः । इमे मूर्तिमन्तो महार्णवाः । एता गङ्गाप्रभृतयो महानद्यः । एष सहस्रहंसप्रयुक्तो मां नेतुं वीरवाही विमानः कालेन प्रेषितः । अयमहमागच्छामि ।. અહીં દુર્યોધનનું વીરમરણ વર્ણવ્યું હોવાથી વીરવાહી વિમાન વગેરેનો પણ ઉલ્લેખ છે.

૫ જુઓ रामायण । २ । २१ । ५७—५९ । धर्मार्थकामाः खलु जीवलोके समीक्षिता धर्मफलोदयेषु ।......द्वेष्यो भवत्यर्थपरो हि लोके कामात्मता खल्वपि न प्रशस्ता ॥ गुरुश्च राजा च पिता च वृद्धः क्रोधात् प्रहर्षादथवापि कामात् । यद्व्यादिशेत् कार्यमवेक्ष्य धर्मं कस्तन्न कुर्यादनृशंसवृत्तिः ॥

પુત્ર તેના પ્રત્યે અનુકંપાની લાગણીથી જુએ છે. વનવાસની બાબતમાં કૈકેયીના સંબંધે પણ વાલ્મીકિ રામના મુખથી બહુ તીક્ષ્ણ વચન કઢાવે છે[૬]. તે જ પ્રસંગમાં રામને ભાવી કલ્યાણ જોતા વર્ણવી તેમના મુખે ભાસ અત્યંત ઉદાર વચન ઉચ્ચરાવે છે. કૌટુંબિક વાત્સલ્યમાં પરમ શ્રદ્ધાવાળો પુત્ર કૈકેયી પ્રત્યે જ નહિ, પણ દશરથ અને ભરત પ્રત્યે પણ અકલુષિત દૃષ્ટિએ જ—સ્વચ્છ હૃદયે જ જુએ છે[૭]. रामायणમાં રામે વનથી માજી કૌશલ્યાને કહાવેલા સંદેશામાં આર્દ્રતાની ખામી છે[૮]. प्रतिमादशरथમાં રામ લક્ષ્મણ અને સીતાએ શૃંગવેરપુરથી દશરથ કૌશલ્યા આદિ સ્વજન પ્રત્યે સંદેશો મોકલવાનો પ્રસ્તાવ છે; પરંતુ ઓઠ હાલ્યા છતાં ડૂમો ભરાઈ કંઠનો રોધ થાય છે અને ત્રણે અબોલ્યાં ચાલ્યાં જાય છે: એમાં હૃદયની આર્દ્રતાનું કોઈ અપૂર્વ દર્શન થાય છે, અને વાચા કરતાં મૌન અધિક ભાવવાહક બને છે. रामायणમાં સીતાના મુખમાંથી કદીક અઘટિત વચન નીકળી જાય છે; प्रतिमादशरथ એ અપવાદથી સદૈવ મુક્ત છે. વનવાસમાં જોડે રહેવા તત્પર થયેલ સીતાની અને રામની વચ્ચેના સંભાષણમાં જે કંઈ સારૂં છે તે

૬ જુઓ राणायण । २ । २२ । १२–१३ । मम प्रव्रजनादद्य कृतकृत्या नृपात्मजा । सुतं भरतमव्यग्रमभिषेचयतां ततः ॥ मयि चीराजिनधरे जटामण्डलधारिणि । गतेऽरण्यं च कैकेय्या भविष्यति मनःसुखम् ।

૭ જુઓ प्रतिमादशरथ । १ । શ્લો. १६, ताते धनुर्०।

૮ જુઓ रामायण । २ । ५८ । १७–२० । माता च मम कौशल्या कुशलं चाभिवादनम् । अप्रमादं च वक्तव्या ब्रूयाश्चैनामिदं वचः ॥ धर्मनीत्या यथाकालमग्न्यागारपरा भव । देवि देवस्य पादौ च देववत् परिपालय ॥ अभिमानं च मानं च त्यक्त्वा वर्तस्व मातृषु । अनुराजानमार्यां च कैकेयीमम्ब कारय ॥ कुमारे भरते वृत्तिर्वर्तितव्या च राजवत् । अप्यज्येष्ठा हि राजानो राजधर्मभनुस्मर ॥

આર્ષ કાવ્યમાંથી ભાસે સંગ્રહ્યું છે, અને જે અણછાજતું છે[૯] તે તજી દીધું છે. વળી મૃગરૂપધારી મારીચ પૂંઠે થયેલા રામની વ્હારે જવાની બાબતમાં સીતા અને લક્ષ્મણ વચ્ચે કડવા સંવાદનો[૧૦] પ્રસંગ જ યાત્રા કરીને આશ્રમે આવતા કુલપતિ સામે લક્ષ્મણને મોકલીને ભાસે ઊડાવી દીધો છે, અને એ રીતે સીતા અને લક્ષ્મણ બંને પાત્રોનો અપકર્ષ અટકાવ્યો છે. रामायणમાં રામને વનમાં કાઢવા માટે અને ભરતને રાજ્ય અપાવવા માટે કૌશલ્યાનું હૃદય ભરત અને કૈકેયી પ્રત્યે ક્રોધ અને ઈર્ષ્યાના પાસથી દૂષિત થાય છે[૧૧], તેવો દેખાવ प्रतिमा-दशरथમાં છે જ નહિ. કૈકેયીની ભૂમિકામાં તો ભાસે અજબ ફેરફાર કરી નાંખ્યો છે. એમાં રામ કૈકેયીને એટલા વ્હાલા કહ્યા છે, કે રામના મુખમાંથી તે સંબંધમાં मया पुत्रवती એવા શબ્દ નીકળે છે. રામનો રાજ્યાભિષેક તેને બહુ જ પ્રિય છે. એ ઇષ્ટ સમારંભમાં ભગવાન વસિષ્ઠ અને વામદેવની પ્રેરણાને લીધે જ તેને આડા આવવું પડે છે. કૈકેયીના હૃદ્ગત ભાવની આ શુદ્ધતા પ્રગટ કરવા કવિ સુમંત્રની સાક્ષી મૂકે છે[૧૨]. તેના ચણચણતા કરતા ચિત્તને તપોવનના અભિષેકથી

૯ જુઓ रामायण । २ । ३० । ३,८ । किं त्वामन्यत वैदेहः पिता मे मिथिलाधिपः। राम जामातरं प्राप्य स्त्रियं पुरुषविग्रहम् ॥ स्वयं तु भार्यां कौमारीं चिरमध्युषितां सतीम् । शैलूष इव मां राम परेभ्यो दातुमिच्छसि ॥

૧૦ જુઓ रामायण । ३ । ४५ । ५–८, २१–३७ ।

૧૧ જુઓ रामायण । २ । ७५ । ११, १२, १६ । इदं ते राज्यकामस्य राज्यं प्राप्तमकण्टकम् । संप्राप्तं बत कैकेय्या नृपात् क्रूरेण कर्मणा ॥ प्रस्थाप्य चीरवसनं पुत्रं मे वनवासिनम् । कैकेयी कं गुणं तत्र पश्यति क्रूरदर्शिनी ॥ इदं हि तव विस्तीर्णं धनधान्यसमाचितम् । हस्त्यश्वरथसंपूर्णं राज्यं निर्यातितं तया ॥

૧૨ ભાસના प्रतिमादशरथનો સુમંત્ર रामायण । २।३९।ના અત્યંત કટુભાષી સુમંત્રનાથી જુદું જ પાત્ર બની જાય છે.

કંઇક શાંતિ વળે છે; છતાં તેનૂં પ્રફુલ્લિત થવું તો ફરી અયોધ્યામાં જ અભિષેકમહોત્સવ માગી લે છે.

## નાટકનાં બે પ્રધાન સૂચિત પાત્ર.

એકે એક રૂપિત પાત્રની નોધ લેતાં લંબાણ બહુ થાય. તેથી તે સંબંધમાં અનુવાદ જ ધ્યાનથી વાંચવાની ભલામણ કરી બે પ્રધાન સૂચિત પાત્ર તરફ હવે હૂં વળૂં છૂં. ભગવાન વસિષ્ઠ અને વામદેવ રંગભૂમિ ઉપર દર્શન દેતા નથી; પણ નાટકના વાસ્તવિક ખેલાડી એ બે છે. દશરથે ઇચ્છેલા રામના રાજ્યાભિષેકમાં તેઓ પ્રત્યક્ષ સામેલ રહે છે, પરંતુ વિશ્વના હિતના અર્થે પરોક્ષ અનેરો જ ખેલ ખેલે છે. રામના રાજ્યાભિષેકથી, દશરથે કૈકેયીને પહેલાં રાજ્ય આપવાનૂં કબૂલેલૂં, તે વચન મિથ્યા જતૂં તેઓ જુએ છે. રઘુઓનૂં સત્યધન જાળવવાની કાળજી ધરાવતા મહર્ષિઓ દશરથ પાસે ભરતને રાજ્ય આપવાની અને રામને વનમાં કાઢવાની માગણી કરવા કૈકેયીને સૂચવે છે. ગુરુજનની આજ્ઞાને વશ વર્તી કૈકેયી અનિચ્છાએ ચૌદ વાસરો ભરતને રાજ્ય આપવા અને રામને વનમાં કાઢવાની માગણી કરે છે, પણ તે જિહ્વાદોષથી ચૌદ વરસો બોલી જાય છે. પુત્રના વિરહથી દશરથ પ્રાણ તજતાં रामायण। २।६८। માં વસિષ્ઠ ભગવાન કેકયદેશની રાજધાની રાજગૃહે ભરતને તેડવા મોકલે છે, તે જ વખતે રામને પણ પિતાના મૃત્યુના સમાચાર તેમણે પાઠવ્યા જણાય છે[૧૩]. દશરથના દુર્મરણનૂં આળ કૈકેયીના માથેથી ટાળવા મહર્ષિઓ રૂપત પાત્રમાંથી સુમંત્રને આ મંત્રણામાં સામેલ રાખે છે; અને પિતૃસ્થાનીય સુમંત્ર છટ્ઠા અંકમાં એ અર્થ સાધે છે. બાદ મહર્ષિઓનો મહામંત્ર જે સધાવો અધૂરો રહ્યો હતો, તે સાતમા અંકમાં રાવણના વધથી સિદ્ધ થાય છે. એ ફલસિદ્ધિ વધાવવારૂપે તેઓ રાજકુટુંબ સાથે તપોવનમાં અભિષેક સામો મોકલે છે. એ રીતે

૧૩ જુઓ પ્રસ્તુત નાટકના ચોથા અંકમાં સુમંત્ર પ્રત્યે રામની ઉક્તિનો गत्वा पूर्व० પ્રતીકનો શ્લોક.

વિશ્વકલ્યાણની યોજનાનો સર્વ યશ ભાસ મુનિ[૧૪] મહર્ષિ વસિષ્ઠ અને વામદેવને આપે છે.

### નાટકનો આદર્શ.

प्रतिमादशरथ આર્યોના અવિભક્ત કુટુંબની પ્રાચીન ભાવનાનું સ્વરૂપ રજુ કરે છે. અહીં કુટુંબની વ્યક્તિઓ પરસ્પર એકરસ વાત્સલ્યે એકીકૃત જોવામાં આવે છે. ઉક્ત ભાવનાથી આગળ વધી વંશની અસ્મિતાની ભાવના પણ એમાં સાકાર થાય છે. એનું નિબંધન કુલધર્મ છે. સર્વસ્વના ભોગે પણ સત્યનું પરિપાલન એ પ્રસ્તુત કુલધર્મનું સક્રિય ઉદાહરણ છે. એ સૂત્ર સ્મરણમાં રાખી રામલક્ષ્મણ પિતાને મળવા ન રહેતાં વનની વાટ લે છે. એ જ સૂત્રનું સ્મરણ આપી વનવાસમાં સાથે રહેવાનો આગ્રહ કરનાર ભરતને રામ નિરુત્તર કરે છે. એ જ સૂત્રને અનુસરી કૈકેયી વૈધવ્ય પણ વ્હોરી લે છે. 'કાવ્ય ઉપદેશ આપવાને છે[૧૫], એ વચનનું સાફલ્ય ભાસનાં નાટકોમાં થાય છે. प्रतिमादशरथમાં કુટુંબવાત્સલ્યનો, मध्यमकમાં પિતૃભક્તિનો, प्रतिज्ञायौगन्धरायणમાં સ્વામિભક્તિનો અને स्वप्नवासवदत्तમાં દાંપત્યપ્રેમનો બોધ નીતરે છે. પ્રાચીન આર્યસંસ્કૃતિના અભ્યાસકને કૌટિલ્યના अर्थशास्त्र તથા વાત્સ્યાયનના कामसूत्र સાથે ભાસનાં નાટકો પણ કંઇક જોવા જેવાં છે.

### નાટકની સંજ્ઞા.

ભાસના પ્રસ્તુત નાટકનું નામ સર્વ વિદ્વાનોએ प्रतिमा સ્વીકાર્યું છે. એના એકે એક સંસ્કરણમાં અને અનુવાદમાં એ જ નામ આપેલું છે. ભાસે પોતે પાડેલાં નામો નપુંસક લિંગે વિશેષ્ય नाटक સાથે અન્વય ધરાવતાં જોવામાં આવે છે. તે ઉપરથી પ્રસ્તુત નાટકની

---

૧૪ જયાનકરચિત पृथ्वीराजचरित । ૧ । ૩ । ઉપરની ટીકામાં જોનરાજે ભાસને मुनि ઉપપદ લગાડ્યું છે.

૧૫ જુઓ काव्यप्रकाश । ૧ । ૨ । काव्यम्......उपदेशयुजे ।

સંજ્ઞા प्रतिमादशरथ હશે એમ મારૂં માનવૂં છે. એક લુપ્ત નાટકનૂં નામ प्रतिमानिरुद्ध[१६] મળી આવે છે, તે प्रतिमादशरथ નામને બરાબર મળતૂં છે. આવા જ પ્રકારની બીજા એક નષ્ટ નાટકની સંજ્ઞા प्रतिमाचाणक्य[१७] છે. વેગળા કાં જઇયે? વત્સરાજનૂં ચરિત વર્ણવતાં ભાસનાં જોડવાં નાટકમાંના પહેલાનૂં નામ આના જ જોટાનૂં प्रतिज्ञायौगन्धरायण છે. એ ટૂંકાવાઈ प्रतिज्ञा સંજ્ઞા ઉદ્‍ભવી છે. તેવી રીતે वेणीसंहारનો નિર્દેશ साहित्यदर्पणમાં ટૂંકા वेणी નામથી કરવામાં આવ્યો છે. એ રૂઢિ અનુસાર આખા प्रतिमादशरथ નામ ઉપરથી એકશેષ प्रतिमा નામ ઘડાયૂં હશે. રૂઢ સંજ્ઞા અનુકૂળ પડતી જણાયાથી મેં અનુવાદને માટે તે સત્કારી લીધી છે, જોકે સંશોધિત મૂળનૂં તો અખંડ प्रतिमादशरथ નામ જ રાખ્યૂં છે.

## નાટકની સંજ્ઞામાં રહેલું ઐતિહાસિક તત્ત્વ.

प्रतिमादशरथ સંજ્ઞામાંનો प्रतिमा અંશ ભાસના સમય ઉપર આડકતરાતો પ્રકાશ પાડે છે. એ શબ્દ 'ગમે તે કદની મૂર્તિ'ને માટે સામાન્ય રીતે પ્રચલિત છે. ભાસ તેને 'કદ અને આકારમાં આબેહૂબ ગત રાજાની મૂર્તિ' એવા વિશેષ અર્થમાં વાપરે છે. રાજા મરી ગયા પછી પૂર્વજોની પ્રતિમા ભેગી પ્રતિમાગૃહમાં મરનારની પ્રતિમા કરાવીને રાખવાની પદ્ધતિનો નાટકના બીજા અંકમાં પરિચય થાય

૧૬ પ્રૉ. સિલ્વે લેવીના नाट्यदर्पण તથા नाटकलक्षणरत्नकोश વિશે ફ્રેંચ લેખનો **પુરાતત્ત્વ**, પુ. ૫, અં. ૧ માં અનુવાદ આપ્યો છે, તેમાં नाट्यदर्पणમાં નોંધેલા ગ્રંથોની ટીપની અંદર ભીમદેવના પુત્ર વસુનાગે રચેલા એક નાટકનૂં प्रतिमानुरुद्ध નામ છે. મેં તે અશુદ્ધ હોવાથી સુધારી લેઈ प्रतिमानिरुद्ध નામ આપ્યૂં છે.

૧૭ दक्षिणभारती ग्रन्थमालाમાં છપાયલી कुन्दमालाના ઇંગ્રેજી ઉપોદ્‍ઘાતમાં प्रतिमाचाणक्यનૂં નામ આપ્યૂં છે; અને વિશેષમાં જણાવ્યૂં છે, કે દક્ષિણ ભારતમાંના અલંકારશાસ્ત્રના ગ્રંથોમાં એનો ઉલ્લેખ છે.

છે. પ્રાચીન અર્વાચીન સાહિત્યમાં કે શિલ્પમાં પ્રતિમાગૃહનો નિર્દેશ કે તેનું નિદર્શન ઉપલબ્ધ નથી. પરંતુ, મથુરાથી બાર માઇલ ઉપર સોનૌત ગામમાંથી મળેલા પૂતળાના પ્રાકૃત લેખ ઉપરથી ઇસવી સન પૂર્વે ચોથા સૈકામાં આવા પ્રતિમાવિધાનનો પ્રચાર હતો, એવું પ્રતીત થાય છે. એ લેખમાં 'રાજા કુણિકની શ્રીદર્શકે કરાવેલી' એટલો અંશ સ્પષ્ટ બંધ બેસે છે[૧૮]. કુણિક કિંવા અજાતશત્રુ અને દર્શક ઇસવી સન પૂર્વે પાંચમા અને ચોથા શતકના શૈશુનાગ રાજાઓ છે. દર્શક અજાતશત્રુનો પુત્ર થાય. શૈશુનાગો મગધદેશમાં રાજ્ય કરતા હતા. દર્શક ભાસના स्वप्नवासवदत्तनું એક સૂચિત પાત્ર છે. એનું પાટનગર મગધનું રાજગૃહ હતું. એ રાજાઓની પ્રતિમાઓના અને પ્રતિમાગૃહના પરિચયથી ભાસને બીજા અંકના પ્રતિમાગૃહની કલ્પના સ્ફુરી સંભવે છે. પ્રતિમા કરાવવાનો પ્રચાર રાજકુટુંબમાં પાછળથી લુપ્ત થયો જણાય છે; અને વિશિષ્ટ અર્થનો प्रतिमा શબ્દ પણ સંસ્કૃત કોશમાં ને સાહિત્યમાં જડતો નથી. પ્રસ્તુત નાટકની સંજ્ઞામાં અને એના બીજા અંકમાં એનો વિરલ પ્રયોગ ઇસવી સન પૂર્વે ભાસની અવસ્થિતિનું ભાન કરાવે છે.

## પલ્લાની પરઠણનો નિર્દેશ.

પ્રતિમાગૃહની કલ્પના ભાસના પ્રતિભાશાળી મગજમાંથી ઉત્પન્ન થઈ છે, તે સહુ કોઇ સ્વીકારે છે. પરંતુ નાટકના સંવિધાનને અંગે બીજી

---

૧૮ જુઓ Journal of the Bihar and Orissa Research Society, 1919, Parkham Statue. લેખક કાશીનાથ જયસ્વાલ લેખ નીચે મુજબ વાંચે છે:—(૧) सिनि डरसि कारिता (२) + + + ( ल ) आचा कुनिकाज । (३) + + + ( न ) + कता ।. હું પહેલી બે પંક્તિ सिरि डरिसअ कारिता ( प्रतिमा ) राआज कुनिकाज । એમ ગોઠવું છું અને श्रीदर्शककारिता ( प्रतिमा ) राज्ञां कुणिकानाम् । એવી સંસ્કૃત છાયા યોજું છું, જેમાં બહુવચન માનાર્થે છે.

એક મહત્ત્વની કલ્પના પણ એ કવિના મગજમાંથી પ્રગટી છે, તે તરફ સામાન્ય રીતે કોઇનં લક્ષ ખેંચાયૂં હોય એમ જણાતું નથી. એ કલ્પના તે કૈકેયીના પલ્લાની પરઠણની છે. એનો નિર્દેશ કર્તાએ प्रतिमादशरथના પહેલા અંકના દશમા અને ત્રીજા અંકના આઠમા તથા અગિયારમા શ્લોકમાં કરેલો છે. ભગવાન વસિષ્ઠ અને વામદેવની સૂચનાને વશ વર્તતી કૈકેયી એ પરઠણને આગળ કરી ભરતને રાજ્ય આપવાની માગણી કરે છે અને વચને બંધાયલા રાજાને તે મૂગે મ્હોએ સ્વીકારવી પડે છે. તેના અનુસંધાનમાં, શ્રવણના પિતાએ દીધેલા શાપનો અમલ લક્ષમાં રાખીને અત્યંત વ્હાલા રામને કૈકયી વનમાં વસવાનં કહે છે. શુલ્કની માગણી રામનો અભિષેક અટકાવવાને અર્થે છે; અને વનવાસની આજ્ઞા મહર્ષિઓએ ચિંતવેલું રાવણવધનં કાર્ય સાધવાને અર્થે છે. વાલ્મીકીય रामायणમાં આ બે અર્થ બીજી રીતે સાધ્યા છે. દંડકારણ્યના વૈજયંત નગરના શંબરાસુર સાથેના વિગ્રહમાં દશરથ કૈકેયીને લેઈને માંડલિક રાજાઓ સાથે દેવોની કુમ્મકે ગયો હતો. ત્યાં સંગ્રામમાં રાજા ઘવાઈ બેશુદ્ધ થઈ જતાં રણભૂમિમાંથી રથ અન્યત્ર હાંકી જઈ કૈકેયીએ તેનો જીવ ઊગાર્યો હતો. તેથી રાજાએ પ્રસન્ન થઈ રાણીને બે વરદાન આપ્યાં હતાં[૧૯]. તેમાંના એક વરદાનમાં ભરતનો રાજ્યાભિષેક અને બીજામાં રામનો વનવાસ કૈકેયીએ માગી લીધાનૂં મુનિશ્રીએ નિરૂપણ કર્યૂં છે[૨૦]. અયોધ્યાકાંડના નવમા સર્ગમાં, અગિયારમા સર્ગમાં અને એકસો સાતમા સર્ગમાં આ વરદાનોનો પુનઃ પુનઃ ઉલ્લેખ છે. અર્થાત્ એને જ હું મૂલભૂત વાલ્મીકીય ઉલ્લેખ સમજૂં છૂં. શુલ્કનો ઇસારો માત્ર એકસો સાતમા સર્ગના ત્રીજા શ્લોકમાં છે[૨૧]. પરંતુ તે પછીના ત્રણ

---

૧૯ જુઓ रामायण । ૨ । ૯ । ૧૧–૧૮ ।

૨૦ જુઓ रामायण । ૨ । ૧૧ । ૧૮–૨૦, ૨૪–૨૭ ।

૨૧ એ શ્લોક નીચે પ્રમાણે છેઃ पुरा भ्रातः पिता नः स मातरं ते समुद्वहन्। मातामहे समाश्रौषीद् राजा शुल्कमनुत्तमम्॥. આ રામની ભરત પ્રત્યે ઉક્તિ છે.

શ્લોકમાં નવમા અને અગિયારમા સર્ગમાં કરેલો પૂર્વનો બે વરદાનને લગતો ઉલ્લેખ પાછો કર્યો છે. ભરતનો રાજ્યાભિષેક અને રામનો વનવાસ એ બે માગણી સંબંધી બે વરદાનના ઉલ્લેખ સાથે શુલ્કનો ઉલ્લેખ અર્થ રહિત અને વધારે પડતો લાગે છે[૨૨]. આ કારણને લીધે એકસો સાતમા સર્ગનો ઉક્ત ત્રીજો શ્લોક હું ક્ષેપક માનું છું. रामायणમાં પાછળથી ઘુસાડી દીધેલા આવા એક શ્લોકની નોંધ મેં **પરાક્રમની પ્રસાદીના** ઉપોદ્ઘાતમાં લીધી છે[૨૩]. विक्रमोर्वशीय નાટકને [૨૪]ललित સંજ્ઞા અપાવનાર મારી ગણના પ્રમાણે એનો ચોથો અંક છે. એ અંકનો એક પરમ લાલિત્યવાળો શ્લોક ते सर्वाङ्गसुन्दरी सा सर्वेषां क्षितिभृतां क्षितौ नाथ । रामा रम्येऽरण्ये मया विरहिता त्वया दृष्टा ॥ એ ગાથા છે[૨૫]. કાલાંતરે એ વિકાર પામીને सर्वक्षितिभृतां नाथ दृष्टा सर्वाङ्गसुन्दरी । रामा रम्ये वनोद्देशे मया विरहिता त्वया ॥ એવા રૂપમાં ઉપલબ્ધ છે. આ જ અનુષ્ટુપ रामायणના અરણ્યકાંડના ચોસઠમા સર્ગમાં સર્વને બદલે कच्चित् મૂકી કોઇએ ગોઠવી દીધો છે; ત્યાં તે કેવળ ઉપપત્તિ રહિત છે. તેવી જ રીતે અયોધ્યાકાંડના એકસો સાતમા સર્ગના પ્રસ્તુત શુલ્ક-

---

૨૨ શુલ્કની વાત જો અસલ रामायणની હોય, તો અયોધ્યાકાંડના બારમા સર્ગમાં દશરથ સાથેના સંવાદમાં કૈકેયી તેના ઉપર ભાર મૂક્યા વગર રહે નહિ.

૨૩ જુઓ **પરાક્રમની પ્રસાદી,** ઉપોદ્ઘાત, પૃ. ૩૯. ત્યાંની **ટિપ્પણીમાં,** कु०सं० ।६।२१। નો અનુષ્ટુપ ભળતા ફેરફારથી म. भा.। उद्योग. ।९२। ને છેડે ઉમેરાયલો છે, તે પણ નોંધેલ છે.

૨૪ ગોપાલના પુત્ર શારદાતનયે રચેલા भावप्रकाशनના આઠમા અધિકારમાં સુબંધુના નામથી નાટકની પાંચ જાતિ જણાવી છે: પુરાણ, પ્રશાંત, ભાસ્વર, લલિત અને સમગ્ર. તેમાં લલિતના ઉદાહરણ તરીકે विक्रमोर्वशीयનો નિર્દેશ છે.

૨૫ ઉપલબ્ધ અનુષ્ટુપ ઉપરથી આ ગાથા મેં યોજી છે. જુઓ **પરાક્રમની પ્રસાદી,** ઉપોદ્ઘાત, પૃ. ૩૯.

વિષયક શ્લોકની પણ ખાસ ઉપપત્તિ છે નહિ. प्रतिमादशरथ વાંચી ભાસની નવીન કલ્પનાના મોહે કોઇએ પાછળથી એ શ્લોક રચી અયોધ્યાકાંડમાં નિર્દિષ્ટ સ્થાને ઉમેર્યો હશે. रामायण મોડામાં મોડું ઇસવી સનના બીજા સૈકામાં હાલના સ્વરૂપમાં મૂકાયલૂં કહેવાય છે. એટલે કરીને प्रतिमादशरथ નાટક આપોઆપ એનાથી જૂનૂં ઠરે છે.

### प्रतिमादशरथ અને अभिषेक નાટક.

રામવનવાસને લગતૂં બીજૂં એક નાટક પણ સદ્ગત શાસ્ત્રીજીએ ભાસને નામે છપાવેલાં નાટકોમાં સ્થાન પામ્યૂં છે. તેની સમાપ્તિ લંકામાં અગ્નિદેવને હાથે રામના અભિષેકથી થાય છે; માટે તે अभिषेक નામથી ઓળખાય છે. એ નાટકમાં કિષ્કિંધાકાંડ, સુંદરકાંડ અને યુદ્ધકાંડના વૃત્તાંતનૂં નિરૂપણ છે. प्रतिमादशरथનૂં સંવિધાન અયોધ્યાકાંડ અને અરણ્યકાંડના ઇતિવૃત્ત સાથે સંબંધ ધરાવે છે. આથી अभिषेक નાટક प्रतिमादशरथ કિંવા प्रतिमाની અનુપૂર્તિ છે એમ વિદ્વાનોનૂં માનવૂં છે. એ મંતવ્ય હૂં પણ સ્વીકારૂં છૂં[२६]. પરંતુ अभिषेक ભાસની કૃતિ છે એ કલ્પના મારા માનવામાં આવતી નથી. એ નાટક સંસ્કૃત સાહિત્યના ઉત્તર કાળમાં કોઇ સામાન્ય કોટિના લેખકે रामायणના પૂર્વોક્ત ત્રણ કાંડના મુખ્ય બનાવ સંગ્રહી રચ્યૂં જણાય છે. એક હાથપ્રતમાં એનૂં નામ श्रीरामायणम् પણ આપેલ છે. ભાસની પ્રતિભા અને સર્ગશક્તિનં

---

२६ अभिषेक નાટક પ્રાચીન प्रतिमादशरथની અનુપૂર્તિ તરીકે કોઇએ પાછળથી રચ્યૂં છે, તે એ અર્વાચીન નાટકના છેવટના ભાગના નીચે ઉતારેલા શ્લોકથી પ્રતીત થાય છેઃ—येनाहं कृतमङ्गलप्रतिसरो भद्रासनारोपितोऽप्यम्बायाः प्रियमिच्छता नृपतिना भिन्नाभिषेकः कृतः ।. व्यक्तं देवगतिं गतेन गुरुणा प्रत्यक्षतः सांप्रतं तेनैवाद्य पुनः प्रहृष्टमनसा प्राप्ताभिषेकः कृतः ।. અહીં प्रतिमादशरथ ।१।१। ના भद्रासने लङ्घिते પદોનૂં તથા प्रतिमादशरथ ।७। १० । ના स्वर्गेऽपि तुष्टिमुपगच्छ પદોનૂં સ્પષ્ટ સૂચન છે.

દર્શન એના ન્હાનકડા આરંભકાળના मध्यमकમાં થાય છે, તેની આછી ઝાંખી પણ अभिषेक નાટક કરાવતું નથી. પરિપાક દશાના प्रतिमादशरथ સાથે તો એની સરખામણી જ અશક્ય છે. अभिषेकમાં કથાનાયકનું નારાયણના અવતાર તરીકે ભક્તિપુરઃસર નિરૂપણ છે. વળી સીતાના દિવ્યનો પ્રસ્તાવ પણ એમાં શ્રદ્ધાપૂર્વક ઊતારેલો છે, ચોથા અંકમાં વરુણના અને છઠ્ઠામાં અગ્નિદેવના મુખમાં જે શ્લોક મૂક્યા છે, તે વિચારતાં કર્તા કદાચ દ્રવિડદેશનો કોઈ નારાયણભક્ત હોય એમ લાગે છે[૨૭]. નાટકને અંતે ભાસકૃત प्रतिज्ञायौगन्धरायणનું પરચક્રની ઈતિના ઉલ્લેખવાળું भरतवाक्य મૂક્યું છે, તે અસ્થાને ગોઠવાયું છે. કર્તાએ જો भरतवाक्य પોતાના નાટકને અંતે આપેલું હોય, તો તે અત્યારે નષ્ટ થયું છે. પ્રસ્તુત ઈતિના ઉલ્લેખવાળું भरतवाक्य ભાસકૃત आविमारक નાટકના અંતે પણ આવી જ રીતે કોઈએ ઓઢવી દીધેલું છે. આ નાટકનું ભાસરચિત વાસ્તવિક भरतवाक्य નીચે પ્રમાણે વિદ્યમાન છેઃ— गोब्राह्मणानां हितमस्तु नित्यं सर्वप्रजानां सुखमस्तु लोके । इमामुदीर्णार्णवनील-वस्त्रां नरेश्वरो नः पृथिवीं प्रशास्तु ॥. એના પહેલાંની કુંતિભોજ અને સૌવીરરાજ પ્રત્યેની નારદની સળંગ ઉક્તિના બે ભાગ પાડનારે પ્રસ્તુત આખ્યાનકીના પણ, એ બે ભાગને જવાબ આપતા, બે ભાગ પાડ્યા છે. અને ભરતોક્તિને પાત્રોક્તિ બનાવી છે; તેને જ લીધે એને भरतवाक्यની

---

૨૭ અન્યત્ર અજ્ઞાત અને અપ્રાપ્ત आश्चर्यचूडामणिના પાંચમા અંકમાં તેરમા શ્લોકનું પહેલું ચરણ यमवरुणकुबेरवासवादीन् બહુ જુજ ફેરફાર સાથે अभिषेक નાટકના છેલ્લા અંકના ઉત્તર ભાગમાં આપેલા પુષ્પિતાગ્રા વૃત્તના આરંભે છે. વળી પહેલા નાટકના એ જ અંકના છેવટના ભાગની નેપથ્યોક્તિ जयतु स्वामि । जयतु महाराजः । जयतु लङ्केश्वरः । जयतु देवः । जयतु भद्रमुखः । दश नाडिकाः पूर्णाः । अतिक्रामति स्नानवेला । इत इतो महाराजः। લગભગ એના એ જ શબ્દમાં બીજા નાટકના બીજા અંકમાં નેપથ્યોક્તિ તરીકે જ આપેલી છે. તે ઉપરથી કેરલના આદિનાટકકાર શક્તિભદ્રના પછી अभिषेकનો અજ્ઞાત કર્તા થયો સમજાય છે.

ખોટ જણાઈ છે; તે ખોટ ભાસના प्रतिज्ञायौगन्धरायणનું भरतवाक्य ઊમેરી તેણે પૂરી છે. પરંતુ आविमारक તો પરચક્રની ઈતિ દરમિયાન નહિ, પણ આદિશુંગ પુષ્યમિત્રનું સામ્રાજ્ય સ્થિર સ્થપાયા પછી રચાયું જણાય છે[૨૮]. અર્થાત્ ઈતિના નિર્દેશવાળું भरतवाक्य એમાં અસ્થાને ગોઠવાયું છે. ભિન્નકર્તૃક અર્વાચીન अभिषेकમાં તો તેને સ્થાન જ નથી[૨૯].

अभिषेकના અજ્ઞાત કર્તાએ શબ્દના પ્રયોગમાં અને છંદના વપરાટમાં प्रतिमादशरथના કર્તાની જોકે ભ્રમ ઊપજાવે એવી નકલ કરી છે, તથાપિ સર્ગશક્તિ અને પ્રતિભા અનુકરણસાધ્ય કળા ન હોવાથી એ બે નાટકનું ભિન્નકર્તૃત્વ તરત પરખાઈ આવે છે. મળતા શબ્દપ્રયોગથી સમાન છંદથી અને ઊમેરાયલા ભાસકર્તૃક भरतवाक्यથી દોરાઈને સદ્ગત શાસ્ત્રીજીએ કદાચ अभिषेक નાટક ભાસને નામે ચડાવ્યું હોય; અને એ વિદ્વાન પ્રકાશકના નિર્ણયથી દોરાઇને શ્રીયુત C. K. Venkata Ramayya એને ભાસની આરંભની કૃતિ તરીકે સ્વીકારતા હોય[૩૦]. પરંતુ એઓ ધારે છે તેમ अभिषेक નાટક જો ભાસની આદિકૃતિ હોય, તો પ્રશ્ન ઊઠે છે કે એના પછી રચેલા प्रतिमादशरथમાં અયોધ્યાના ભાવી અભિષેકોત્સવની સાથે લંકાના ભૂત અભિષેકોત્સવનું સૂચન ભાસે તપોવનમાંના અંતઃપાતી અભિષેકોત્સવના

---

૨૮ જુઓ **સ્વપ્નની સુંદરી**, ઉપોદ્‌ઘાત, પૃ. ૨૪.

૨૯ રામકથાને લગતું अभिषेक નાટક તેમ જ ભારતકથાને લગતાં दूतवाक्य, दूतघटोत्कच, कर्णभार કિંવા कवचाङ्क અને ऊरुभङ्ग, એ પાંચે નાટકો ભાસે રચેલાં નથી લાગતાં. એમાં ભાસની સર્ગશકિતની આછી પણ ઝાંખી થતી નથી.

૩૦ જુઓ Quarterly Journal of the Mythic Society, Vol. XVII, No. 2, October, 1926, p. 130, 'Abhisheka nataka...is perhaps the earliest work of Bhasa.'

પ્રસંગે કેમ નથી કર્યું ? अभिषेक નાટક प्रतिमादशरथના કર્તાએ રચેલ નથી એ વગીવળીને કહેવાની જરૂર નથી. ભાસે એકધારી શોકની છાયા જમાવી રાખવાના મુદ્દા સર રામવનવાસના તજી દીધેલા પ્રસ્તાવો अभिषेकમાં ભજવાયા હોવાથી સિંહના બચ્ચા ભેગું હરણિયું પણ પોસાયું.

## प्रतिमादशरथ અને બાણભટ્ટ.

हर्षचरितના આરંભમાં નોંધેલી સાહિત્યની વસંતપૂજામાં ભાસ કવિનું પુજન પણ કરવામાં આવ્યું છે. એ પ્રસંગે બાણભટ્ટ એ પ્રાચીન નાટકકારની કૃતિઓના એક વિશેષલક્ષણનો નિર્દેશ કરે છે. તે કહે છે કે ભાસનાં નાટકોમાં પાત્રો બહુ હોય છે[31]. એ લક્ષણ प्रतिमादशरथને ખાસ કરીને લાગુ પડે છે. એમાં रामायणમાંનાં દસ અને બીજાં વીસ મળી કુલ ત્રીસેક પાત્રો છે. ભાસે રચેલા બીજા કોઇ પણ નાટકમાં પાત્રોની સંખ્યા આટલી મોટી જોવામાં આવતી નથી. એટલે સંભવ છે, કે हर्षचरितના કર્તાએ ભાસનાં બહુભૂમિક નાટકો જે જોયાં હશે તેમાં प्रतिमादशरथ આવી જતું હશે. અર્થાત્ એનો રચનાકાળ બાણ ભટ્ટનાથી મોડો તો સંભવી જ શકે નહિ.

## ભાસનાં નાટક અને શક્તિભદ્ર.

લેખના આરંભમાં કહેવામાં આવ્યું છે, કે જેમાં प्रतिमादशरथનો સમાવેશ થાય છે તે નાટકો કેરલદેશમાં જડ્યાં હતાં. તેમની સાથે જેને वीणावासवदत्त સંજ્ઞા આપવામાં આવી છે તે ખંડિત નાટક, શક્તિભદ્રવિરચિત आश्चर्यचूडामणि, અને अभिषेक નાટક પણ ત્યાંથી મળી આવ્યાં હતાં. આ અન્યત્ર અજાણ્યાં નાટકો ઉપરાંત તેવાં જ

31 જુઓ हर्षचरितના આરંભે આપેલી પૂર્વ કવિની પ્રશસ્તિમાંનો નીચે આપેલો શ્લોકઃ—सूत्रधारकृतारम्भैर्नाटकैर्बहुभूमिकैः । सपताकैर्यशो लेभे भासो देवकुलैरिव ॥. પ્રસ્તુત प्रतिमादशरथ નાટકમાં ભાસે ભરતના વિષાદની પતાકા યોજી છે.

અન્યત્ર અજાણ્યાં બીજાં બે નાટક तपतीसंवरण અને सुभद्राधनंजय ત્યાં પ્રસિદ્ધિ ભોગવતાં હતાં. તે બે નાટકો દશમા શતકમાં થયેલા કેરલભૂપાલ કુલશેખરવર્માએ રચ્યાં હતાં[૩૨]. આ સર્વે નાટકની ખ્યાતિ કેરલમાં અને પ્રાપ્તિ પણ ત્યાંથી જ હોવાથી કેટલાક વિદ્વાનો તેમની સર્વેની ઉત્પત્તિ પણ કેરલમાં થયેલી કહે છે. आश्चर्यचूडामणि પ્રગટ કરનાર Prof. S. Kuppuswami Sastri પણ ગર્ભિત રીતે એ તર્ક તરફ વલણ ધરાવતા જણાય છે[૩૩]. પરંતુ તેમાં એક વાંધો આવે છે. કેરલદેશના મનાતા શક્તિભદ્ર કવિની જ સાક્ષી એ વિદ્વાનોના ઉક્ત તર્કની આડે આવી વિરુદ્ધ પડે છે. [૩૪]उन्मत्तवासवदत्त આદિ કાવ્યોના કર્તા તરીકે પોતાને ઓળખાવતાં એ કવિ आश्चर्यचूडामणिની સ્થાપનામાં સૂત્રધારને મુખે કહેવરાવે છે, કે ‘દક્ષિણાપથ ( અર્થાત્ કેરલદેશ )થી આવેલું आश्चर्यचूडामणि નાટક ભજવવાનું છે.’ તેના જવાબમાં નટી આશ્ચર્યપૂર્વક કહે છે કે ‘અહો ! એ તો કદી એ ન બનેલું બન્યું ! દક્ષિણ દિશાએથી નાટકકૃતિ આવી હોય, તો તો ગગનમાં ફૂલ ફૂલે છે અને વેળુમાંથી તેલ નીકળે છે એવું કહેવાય !’ કેરલના આદિ નાટકકારનું આ વચન, એના પહેલાં એ દેશમાં સંસ્કૃત નાટક કોઈએ રચ્યું ન હતું, એવું સ્પષ્ટ સૂચવે છે. चूडामणिકારનો સમય ઈસવી દશમા શતકના આરંભમાં એના વિદ્વાન સંપાદક આંકે છે. હવે ભાસનાં બહુભૂમિક નાટકો તો સાતમા શતકમાં થયેલા બાણ,

---

૩૨ જુઓ Travancore archaeological Series, Vol. V, part 2.

૩૩ જુઓ એઓએ છપાવેલ आश्चर्यचूडामणि, Introduction.

૩૪ જુઓ નીચેની ઉક્તિઓઃ—सूत्रधारः । आर्ये, दक्षिणापथादागतमाश्चर्यचूडामणिं नाम नाटकमभिनयाम्रेडितसौभाग्यमभिलषाम इत्यार्यमिश्राणां शासनम् ॥ नटी । अज्ज, अच्चाहिदं खु एदं । आआसं पसवइ पुप्फं सिअदाओ अ तेल्लं उप्पादअन्ति जइ दक्खिणाओ दिसाओ णाडअणिबन्धणं ।

ભટ્ટનાથી પણ પહેલાંનાં છે. એટલે કરીને તે કેરલમાં કોઇ સ્થાનિક કવિએ રચેલાં હોવાનો તર્ક સ્વીકારી શકાતો નથી[૩૫].

એક બીજું મંતવ્ય પણ પ્રસિદ્ધ થયું છે, કે ભાસના નામથી છપાવલાં પ્રસ્તુત નાટકો એ પ્રાચીન કવિની મૂલભૂત કૃતિઓ ઉપરથી કેરલની રંગભૂમિ માટે કોઇ કેરલવાસીએ તૈયાર કરેલી સંક્ષિપ્ત પ્રતિકૃતિઓ છે. પરંતુ કેરલમાં નાટક સાહિત્યની ઉત્પત્તિ ઉપર કહ્યું તેમ ઇસવી દશમા શતકથી વ્હેલી નથી; જ્યારે स्वप्नवासवदत्त, प्रतिज्ञायौगन्धरायण प्रतिमादशरथ વગેરે તે અગાઉ બાણ, દંડી, વામન, રાજશેખર વગેરેને જાણીતાં હતાં. કેરલમાં ચક્કિયારો આજ પર્યંત જે નાટકો ભજવતા આવ્યા જાણવામાં છે, તેમાંથી એકે નાટક આવી રીતે ટૂંકાવેલું માલૂમ પડતું નથી. આવો ફેરફાર નથી કર્યો आश्चर्यचूडामणिમાં, નથી કર્યો नागानन्दમાં, નથી કર્યો मन्त्राङ्कમાં કે નથી કર્યો स्वप्नाङ्कમાં. અલબત ઉપલબ્ધ નાટકોની વાચના બહુ ભ્રષ્ટ છે એટલું જ નહિ, પણ કોઇ કોઇ સ્થળે પંક્તિઓ પડેલી પણ બહારના પ્રમાણથી સિદ્ધ થાય છે[૩૬] પરંતુ નાટકો ભાસે રચ્યાં હશે તેવા ને તેવા અસંક્ષિપ્ત મૂળ રૂપમાં ઊતરી આવ્યાં છે એમાં તો સંદેહ નથી.

## प्रतिमादशरथ અને नाटकलक्षणरत्नकोश.

મુકુટેશ્વરનંદીના વંશમાં થયેલા સાગરનંદીએ નાટકના લક્ષણને પ્રસ્તુત कोश રચ્યો છે. તેમાં તેણે વિશાળ નાટક સાહિત્યનો ઉપયોગ

૩૫ ભાસને નામે પ્રસિદ્ધ થયેલાં તેર નાટક પૈકી अभिषेक નાટક કેરલના વતનીએ રચેલું પૂર્વે મેં જણાવ્યું છે. ઉપરાંત ટિપ્પણી ૨૯ માં અન્યકર્તૃક કહેલાં दूतवाक्य दूतघटोत्कच, कर्णभार અને ऊरुभङ्ग પણ, હું ધારું છું, કેરલ કવિ કે કવિઓની કૃતિઓ છે.

૩૬ જુઓ 'स्वप्नवासवदत्त ઉપર નવો પ્રકાશ' એ મથાળાવાળો મારો લેખ.

કર્યાં છે. એની અંદર दशरथाङ्क, अयोध्याभरत અને कैकेयीभरत[37] આવે છે. આ ત્રણ નોંખા પ્રયોગબંધ નથી, પણ રામકથાવિષયક નાટકના ભાગ છે અને તે નાટક ઘણું કરીને प्रतिमादशरथ છે, એવી મારી અટકળ છે. એના બીજા અંકનું પ્રધાન પાત્ર દશરથ છે. પુત્રવિરહથી ઉન્માદને વશ થઈ રાજા પ્રલાપ કરતો કરતો મરણ પામે છે, તેને લીધે સાગરનંદીએ પ્રસ્તુત અંકનું નામ दशरथाङ्क પાડ્યું હશે: સરખાવો वेणीसंहारનો अश्वत्थामाङ्क, विलक्षकुरुपतिનો धृतराष्ट्राङ्क, अभिज्ञानशाकुन्तलनो कुलपत्यङ्क, ઇત્યાદિ नाटकलक्षणरत्नकोशમાં યોજેલાં નામ[39]. ત્રીજા અંકમાં ભરત મોસાળથી અયોધ્યા આવે છે, તેને ઉદ્દેશીને એ અંકને કોશકારે अयोध्याभरत સંજ્ઞા આપી હશે. વળી પાંચમા અંકના ઉત્તર ભાગમાં રામવનવાસના ખુલાસામાં ભરત અને કૈકેયીનું સંભાષણ છે, તેથી તેને સાગરનંદીએ कैकेयीभरत કહ્યો હશે[40]. કર્તા નાટકના નામનો ઉલ્લેખ ન કરતાં માત્ર અંકની સૂચક સંજ્ઞા આપવાની પદ્ધતિ સ્વીકારે છે તે मोटनाङ्क, बकुलवीथ्यङ्क, उन्मत्तचन्द्रगुप्त આદિ मृच्छकटिक,

---

૩૭ જુઓ ટિપ્પણી ૧૬ માં કહેલા **પુરાતત્ત્વ**, પુ. ૫, અં. ૧ માં સાગરનંદીએ રચેલા नाटकलक्षणरत्नकोशમાં નોંધેલ ગ્રંથની યાદી. એમાં अयोध्याभारत અને कैकेयीभारत એવા મુદ્રિત પાઠ છે, તે અશુદ્ધ લાગ્યાથી મેં ઉપર મુજબ સુધારી લીધા છે.

૩૮ જુઓ ટિપ્પણી ૧૬ માં કહેલા नाटकलक्षणरत्नकोशમાં નોંધેલા ગ્રંથની યાદી. એમાંના धृतराष्ट्राङ्क અને कुलपत्यङ्कને મેં અટકળથી विलक्ष-कुरुपति અને अभिज्ञानशाकुन्तलના ભાગ કહ્યા છે.

૩૯ સરખાવો વળી स्वप्नवासवदत्तના પહેલા અંકની ब्रह्मचार्यङ्क અને आश्चर्यचूडामणिના બીજા અંકની शूर्पणखाङ्क એવી કેરલની સંજ્ઞાઓ.

૪૦ ઇસવી દશમા શતકમાં કેરલદેશમાં विच्छिन्नाभिषेकનો પ્રયોગ કરવામાં આવતો હતો, તે કદાચ प्रतिमादशरथનો પહેલો અંક હોય.

मालतीमाधव, देवीचन्द्रगुप्त આદિના અંકને અનુલક્ષીને કરેલા ઉલ્લેખ ઉપરથી સમજવામાં આવે છે. પ્રસ્તુત કોશમાં कर्पूरमञ्जरीની નોંધ છે, તેથી સાગરનંદી રાજશેખરના પછી થયો હશે. એણે दशरूप જેવા પ્રસિદ્ધ પ્રમાણગ્રંથનો નિર્દેશ કર્યો નથી, તેથી એ ધનંજય પ્હેલાં થયો હશે. ઇસવી દશમા શતકમાં સ્થાન પામતો नाटकलक्षणरत्नकोश પ્રસિદ્ધ થાય, તો વિશેષ પ્રકાશ પડવાની આશા રહે છે.

### નાટક કેવા સંજોગોમાં રચાયું હતું ?

**સ્વપ્નની સુંદરી**ના ઉપોદ્‌ઘાતમાં 'મહાકવિ ભાસ' અને 'આદિશુંગ પુષ્યમિત્ર' એવા મથાળાના બે લેખ આપ્યા છે. તેમાં મેં ભાસને પુષ્યમિત્રના દરબારનો નાટકકાર કહ્યો છે; અને प्रतिमादशरथને એના भरतवाक्यને આધારે ઇસવી સન પૂર્વે ૧૬૫ માં મૂક્યું છે. એ વરસના આરંભમાં કલિંગનો રાજા ખારવેલ મગધ ઉપર ઓચિંતો ચડી આવે છે; અને પુષ્યમિત્રનું સૈન્ય બચાવ કરવા આવી પ્હોચે તે પહેલાં દક્ષિણ સીમાનો અંતપાલદુર્ગ ગોરથગિરિ તે સર કરે છે. શુંગરાજા મેષની નીતિ ગ્રહણ કરી છડી સવારીએ મથુરા જતો રહે છે. એના હાથી ઘોડા રથ વગેરે વાહનો સાથે લશ્કરી સરંજામ કલિંગરાજના હાથમાં આવે છે. મળેલી ભારે લૂંટથી સંતોષ માની મહામેઘવાહન કલિંગનગરે પાછો વળી જાય છે. વાતાવરણ શાંત થવાના સમાચાર સુરક્ષિત પુષ્પપુરથી મળતાં મગધરાજ મથુરાથી પાટનગરે પધારે છે. એ અવસરે ભાસે प्रतिमादशरथ નાટક રચ્યું જણાય છે. આ સમજથી, स्थापनाમાં નટીએ શરદ ઋતુના વર્ણનની ચીજ ગાઈ હતી તેના ખાલી પડેલા સ્થાને, ઉપરના વૃત્તાંતનું સૂચન કરતી ગાથા મેં નવી રચીને મૂકી છે.

### નાટકની ઊણપ.

ભાસે प्रतिमादशरथ બહુ તડતડમાં લખી કાઢ્યું હતું. એની કવિતામાં ત્વરાને લીધે આવી ગયેલી ઊણપનું વારે વારે દર્શન થાય

છે. સાધારણ રીતે સંવિધાન અને પાત્રાલેખનને મુકાબલે ભાષા તરફ ભાસનું લક્ષ પ્રમાણમાં ઓછું જ હોય છે. પ્રસ્તુત નાટકમાં ત્વરાને લીધે ઉક્ત દુર્લક્ષમાં ઊમેરો થયો છે. તેના પરિણામે કહીંક કથન અધૂરૂં, કહીંક અસ્પષ્ટ અને કહીંક વ્યસ્ત જોવામાં આવે છે. કેવા સંજોગોમાં કેટલી ઝડપથી નાટક રચવામાં આવ્યું હતું, તેનું ઉક્ત ખામીઓ ભાન કરાવે છે.

વાચના.

प्रतिमादशरथનું મૂળ બહુ ભ્રષ્ટ સ્થિતિમાં છે. એની स्थापना કિંવા प्रस्तावना છિન્નભિન્ન થયેલી છે. આરંભમ જે મંગલશ્લોક છે તે પ્રાચીન નથી પણ નવીન છે, એવી ગંભીર શંકા તેની રચના ઉપરથી ઉત્પન્ન થાય છે. ભાસ ભાવનામય કવિ છે, તે રત્નાવલી જેવા શબ્દચિત્રની રમત રમે નહિ. એના પછી થનાર શ્રીમાન કાલિદાસના મંગલશ્લોકોમાં વસ્તુધ્વનિનો પ્રયત્ન દૃષ્ટિગોચર થતો નથી, તો એણે વખાણેલો પુરોગામી કવિ શુષ્ક પાત્રધ્વનિની બાલચેષ્ટા આદરે એ માન્યૂં જતું નથી. એ કારણથી प्रतिमादशरथ, प्रतिज्ञायौगन्धरायण, स्वप्नवासवदत्त અને पञ्चरात्र એ ચારે નાટકના રત્નાવલી અલંકારવાળા મંગલશ્લોકો અન્યકર્તૃક માનવા પડે છે. स्वप्नवासवदत्तના [41]शेफालिकाङ्कને માટે આવો મંગલશ્લોક કેરલદેશના કોઇ ચક્કિયારે રચેલો મળી આવે છે [42]. તે ઉપરથી શક જાય છે, કે ઉપર ગણાવેલાં ચાર નાટકમાં મળી આવતા મંગલશ્લોક એવા જ કોઇ શિક્ષિત ચક્કિયાર કે ચક્કિયારોની કૃતિઓ હોવી જોઇયે. ભાસના રચેલા મૂલભૂત મંગલશ્લોક લુપ્ત થયાના કારણથી અન્યકર્તૃક મંગલશ્લોકની

૪૧ સ્વપ્નની સુંદરી, અંક ૪.

૪૨ પ્રસ્તુત શ્લોક નીચે પ્રમાણે છેઃ—श्रीवत्सराजद्युतिशालिवक्षा नमस्यया वासवदत्तयाढ्या । वसन्तकालेन्दुसमानवक्त्रा पद्मावती पातु हरेस्तनुर्वः ॥

છાયા મેં યદ્યપિ અનુવાદમાં ઊતારી છે અને પ્રતિમાદશરથના સંસ્કરણમાં પ્રસ્તુત નવીન મંગલશ્લોક પણ મેં આપ્યો છે, તથાપિ તેમના તરફ મારૂં મન શંકાની દૃષ્ટિએ જુએ છે[४३]. મંગલાચાર કરી રહી સૂત્રધારે સભ્યોને પ્રયોગ સંબંધી વિજ્ઞાપના કરવી જોઇયે, તે પણ પ્રતિમાદશરથની સ્થાપનામાં લુપ્ત થઈ છે. વળી નટીએ ગાયેલો શરદ ઋતુના વર્ણનનો શ્લોક પણ નષ્ટ થયો છે. નાટકનો આરંભ પ્રતિહારીના પ્રવેશથી થાય છે. તે મહારાજના નામથી રામના રાજ્યાભિષેકને અંગે વિવિધ પ્રકારની તૈયારી કરવાને સૌને તાકીદ આપીને ચાલી જાય છે. નાટ્યશાસ્ત્રની પરિભાષા પ્રમાણે આ विष्कम्भक છે. પરંતુ તેને છેડે इति विष्कम्भकः । એવી સૂચના નાટકનાં અનેક સંસ્કરણોમાંથી એકેમાં મળી આવતી નથી. ઉક્ત નિર્દેશના અભાવે એ સંસ્કરણોમાં વિષ્કમ્ભક અંક સાથે ભળી ગયો છે. બીજા અને ત્રીજા અંક વચ્ચેના પ્રવેશકમાં ૭ ઉક્તિઓ ક્ષેપક છે. તેવી જ રીતે પાંચમા અંકમાં પણ કોઇએ ૭ ઉક્તિઓ ઘુસાડી દીધી છે. છઠ્ઠા અને સાતમામાં આવો ક્ષેપક ભાગ જુજ છે. પ્રબંધમાં એક બે ઉક્તિ એક પાત્રને બદલે બીજા પાત્રના મુખમાં મૂકેલી જોવામાં આવે છે. પ્રક્ષિપ્ત નહિ એવી ઉક્તિઓમાં પણ અનેક સ્થળે પાઠ દૂષિત છે. ભાસની કૃતિનું પ્રતિમાદશરથ નામ જ બદલાઈને प्रतिमा નાટક બની ગયેલું એકે એક હાથપ્રતમાં જોઇયે છિયે, ત્યાં વિશેષ શું કહેવું? ભ્રષ્ટતા આખા નાટકમાં પસરેલી હોવાથી અનુવાદ સાથે સંશોધિત સંસ્કૃત મૂળ પણ જોડવાની મને

---

૪૩ कृष्णबालचरितનો મંગલશ્લોક શાર્દૂલવિક્રીડિત વૃત્તમાં જે ઉપલબ્ધ છે, તે પણ ભાસનો રચેલો ન હોવાનો મને વ્હેમ રહે છે. એમાં રામાવતાર દ્વાપર યુગમાં થયેલો કહ્યો છે. એ શ્લોક નીચે મુજબ છે:— शङ्खक्षीरवपुः पुरा कृतयुगे नाम्ना तु नारायणस्त्रेतायां त्रिपदार्पितत्रिभुवनो विष्णुः सुवर्णप्रभः । दूर्वाश्यामनिभः स रावणवधे रामो युगे द्वापरे नित्यं योऽञ्जनसंनिभः कलियुगे वः पातु दामोदरः ॥

ફરજ પડી છે. 'ગાંધીનો ગાંધી અને પોઠીનો પોઠી' એ સ્વરૂપમાં જેને વાચકે અનેકવાર જોયો છે, તેના મનમાંથી એ વાતનો સંકોચ ટળી ગયો છે.

## અશુદ્ધિની સંશુદ્ધિ.

प्रतिमा સંજ્ઞાથી આ નાટક પ્રસિદ્ધ થયું, ત્યારથી તેની અસાધારણ ભાવશુદ્ધિને લીધે તેના તરફ મારૂં મન આકર્ષાયું હતું. પરંતુ તેનૂં સંશોધન કરવાનો અવસર તો અનુવાદના પ્રસંગથી જ પ્રાપ્ત થાય છે. प्रतिमाના અંગે અંગમાં અને એની રગે રગમાં કાળની કાળપ લાગી ગઈ છે. મારા સદ્ગત મિત્ર પ્રૉ. ત્રિભુવનદાસ કલ્યાણદાસ ગજ્જરે આરસની પ્રતિમાની કાળપ ધોઈ, તે તો પાર્થિવ હતી અને સપાટી ઉપર પથરાઈ હતી. મારે જે કાળપ કાઢવાની હતી, તે કાળકૃત હતી અને તે ઊંડી ઊતરી ગઈ હતી. તેથી મોતીના દોષ દૂર કરવાની રીતે મેં પૂરતી સાવધાનીથી તે દૂર કરી છે; અને હૂં માનૂં છૂં કે ઝવેરીને કાંટે તેનૂં વજન ઘટવાને બદલે વધશે. [44]પ્રેમાનંદના હંસની પેઠે તેમનૂં મન માનશે, તો શ્રમ સફળ એ જ પારિતોષિક[45].

---

૪૪ જુઓ પ્રેમાનંદકૃત નળાખ્યાન, કડવાં ૧૪-૧૫ માં 'સર્વાંગે સંપૂરણ શ્યામા ? માન્યું અંતઃકરણ જી ?' એવો નળનો પ્રશ્ન અને તેનો હંસે આપેલો ઉત્તર.

૪૫ ભાસનાં નાટકોને પ્રકાશમાં આણનાર સદ્ગત મહામહોપાધ્યાય ત. ગણપતિશાસ્ત્રીએ प्रतिमानाटक ઉપર સંસ્કૃત ટીકા લખી છે; ડૉ. વી. એસ. સુકથનકરે પાઠભેદોનો અને સામાન્ય (common) પ્રયોગોનો સંગ્રહ આપી નાટકોના કર્તૃત્વ વિશે પૂર્વ અને પશ્ચિમના વિદ્વાનોનાં મંતવ્યની સમાલોચના કરી છે. પ્રૉ. શિવરામ મહાદેવ પરાંજપેએ प्रतिमानाटकના સંસ્કરણમાં કેટલાક કૂટપ્રશ્નો ચર્ચ્યા છે; અનેક વિદ્વાનોએ प्रतिमाના ઇંગ્રેજી અનુવાદો બહાર પાડ્યા છે; અને ગૂજરાતી અનુવાદ આજથી દશેક વરસ ઉપર જાણીતા

भासस्य प्रतिभायाः प्रतिमा प्रमितास्ति यैतया हि तया ।
अप्रतिमया प्रतिमया प्रियतां हृदयं सहृदयस्य ॥[४६]

અનુલેખ–મદ્રાસની પ્રેસીડેન્સી કૉલેજના પ્રૉ. કુપ્પુસ્વામી શાસ્ત્રી એમ. એ. आश्चर्यचूडामणिના ઇંગ્રેજી ઉપોદ્ઘાતમાં भरतनाट्यशास्त्र ઉપરની અભિનવગુપ્તાચાર્યની अभिनवभारती ટીકામાંથી નીચેમુજબ ઉત્થાનિકા સાથે મહાકવિ ભાસનો શ્લોક નોંધે છે. अधुना रौद्रं लक्षयति । अथ रौद्रो नामेति । नामग्रहणस्यायमाशयः । अन्यायकारिता प्राधान्येन क्रोधस्य विषयः । तादृशि च जने सर्वोऽपि मनोरथे[४७] रुधिरपानमपि कुर्यात् । तथा चाह लोकः । यदि लभ्येत, तत् तदीयं रुधिरमपि पीत्वा न तृप्येतेति[४८] । महाकविना भासेनापि स्वप्रबन्ध उक्तम् ।

त्रेतायुगं × × ×[४९] तद्धि न, मैथिली सा
रामस्य रागपदवी, मृदु चास्य चेतः ।
लब्धानुजस्तु[५०] यदि रावणमस्य कायं
प्रोत्कृत्य [५१]तर्हि तिलशो न वितृप्तिगामी ॥

લેખક મણિલાલ છબારામ ભટ્ટે છપાવેલ છે. ઉપરાંત અનેક પ્રકીર્ણ લેખ ભાસના સંબંધમાં મરાઠીમાં અને ગૂજરાતીમાં લખાયા છે. તે જિજ્ઞાસાની તૃપ્તિ અર્થે વાચક જોઈ લેશે.

૪૬ અનુવાદમાં બીજા અને ત્રીજા અંકની તેમજ ત્રીજા અને ચોથા અંકની વચ્ચે આવેલા અર્થોપક્ષેપકની સંજ્ઞા સંસ્કૃત નાટયશાસ્ત્રની પરિભાષામાં प्रवेशक છે; તે બદલ અનુવાદમાં સામાન્ય વિષ્કંભક સંજ્ઞા તેને મેં આપી છે. તેના ખુલાસા સારૂ **મેળની મુદ્રિકાની** મિતાક્ષરી જોવી. વળી भरतवाक्य મૂળમાં તેમ જ અનુવાદમાં સમાપનારૂપે જુદું પાડયું છે. તેના સંબંધમાં **પ્રધાનની પ્રતિજ્ઞાની** ટિપ્પણી ૨૯૧ જોઈ લેવી. प्रतिमादशरथના અંકોનાં નામ મૂળમાં છે નહિ. વાચકની સવડ સારૂં મેં તે ઘડી કાઢયાં છે.

૪૭ અહીં अपि વધારે છે, તે મેં તજી દીધેલ છે.

૪૮ इति મેં ઉમેરેલ છે.

૪૯ ત્રણ લઘુ અક્ષર અહીં પડયા છે.

૫૦,૫૧ પ્રૉ. કુપ્પુસ્વામી શાસ્ત્રી लब्धा जनस्तु અને तत्र પાઠ આપે છે. નવા પાઠ સંગતિ વિચારી મેં ગોઠવેલા છે.

પ્રસ્તુત વસંતતિલકાનૂં પહેલૂં ચરણુ ત્રુટિત છે. તથાપિ એ તો સ્પષ્ટ છે, કે એ અવતરણુ રામકથાવિષયક પ્રબંધનો ભાગ છે. હૂં એને ભાસના प्रतिमादशरथनी, પૃ. ૭૨, પં. ૧૮ ની, सुमन्त्रनी ઉક્તિના અનુસંધાનમાં ગોઠવૂં છૂં, અને ખંડિત અંશ છોડી દેઇ નીચે પ્રમાણે અર્થ કરૂં છૂં.

[ વસંતતિલકા. ]

છે રામને જનકજા પ્રિય પ્રાણુથી એ;<br>
ને ચિત્ત છે મૃદુ. દશા વસમી લહી એ,<br>
આવે કુમારકર રાવણુ, તો અસંખ્યે<br>
એના કરી તલ સમા લવ એ ન જંપે.

આ શ્લોક ગૂજરાતી અનુવાદની, પૃ. ૭૧, પં. ૭ ની, સુમંત્રની ઉક્તિના અનુસંધાનમાં વાંચવા વીનતી છે. સીતાનૂં અપહરણુ થયૂં જાણુતાં જ માવરોની આજ્ઞા માગી રામની મદદે લાવલશ્કર લેઈને જવાનો ભરત મન સાથે સંકલ્પ કરે છે, તે ઉત્તરાર્ધમાં લક્ષિત છે.



# પાત્રની સૂચિ.

| | |
|---|---|
| રાજા દશરથ | અયોધ્યાનો રાજા. |
| કૌશલ્યા | |
| સુમિત્રા | દશરથની રાણીઓ. |
| કૈકેયી | |
| રામ | કૌશલ્યાનો પુત્ર. |
| લક્ષ્મણ | સુમિત્રાનો પુત્ર. |
| ભરત | કૈકેયીનો પુત્ર. |
| શત્રુઘ્ન | સુમિત્રાનો પુત્ર, લક્ષ્મણનો ન્હાનો ભાઈ. |
| સીતા | રામની પત્ની. |
| સુમંત્ર | દશરથનો સારથિ. |
| કચુકી બાલાકિ | |
| પ્રાતહારી વિજયા | |
| વિજયા | કૈકેયીની દાસીઓ. |
| નંદિનિકા | |
| અવદાતિકા | સીતાની દાસી |
| સંભવક | રાજસેવક. |
| સુધાકાર | પ્રતિમાગૃહમાં ધોળી ઝાડી સાફ કરવા રાખેલો માણસ |
| સેવક | પ્રતિમાગૃહનો પૂજારી. |
| કેકયનો ભટ | |
| નંદિલક | કુલપતિનો સેવક. |

ઉપરાંત અન્ય કંચુકી, પ્રતિહારી, દાસીઓ, સારથિ, તાપસ અને તાપસીઓ.

# સ્થળ અને સમયની
## સૂચિ.

| સ્થળ. | નાટકનો વિભાગ. | સમય. |
|---|---|---|
| પાટલિપુત્રના રાજમહેલની નાટકશાળા. | પ્રસ્તાવના | ઇ. સ. પૂર્વે ૧૬૫ |
| અયોધ્યા. | વિષ્કંભક ૧ | વનવાસનો પ્રથમ દિવસ. |
| ,, | અંક ૧ | ,, ,, ,, |
| ,, | વિષ્કંભક ૨ (विष्कम्भक १) | ,, ,, ,, |
| ,, | અંક ૨ | ,, ,, ,, |
| ,, | વિષ્કંભક ૩ (प्रवेशक १) | વનવાસનું ત્રીજૂં પખવાડિયું. |
| ,, | અંક ૩ | ,, ,, ,, |
| ,, | વિષ્કંભક ૪ (प्रवेशक २) | ,, ,, ,, |
| વિંધ્યાટવી. | અંક ૪ | ,, ,, ,, |
| જનસ્થાન. | અંક ૫ | વનવાસનૂં તેરમૂં વર્ષ. |
| ,, | વિષ્કંભક ૫ (विष्कम्भक २) | ,, ,, ,, |
| અયોધ્યા. | અંક ૬ | ,, ,, ,, |
| જનસ્થાન. | વિષ્કંભક ૬ (विष्कम्भक ३) | વનવાસનૂં ચૌદમૂં વર્ષ |
| ,, | અંક ૭ | ,, ,, ,, |

# શુદ્ધિની સૂચિ.

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| | | (પ્રસ્તાવના) | |
| ૧૧ | ૨૦ | રૂપત | રૂપિત |
| ૧૩ | ૭ | ટંકાવાઇ | ટૂંકાવાઇ |
| ૧૫ | ૧૦ | વસવાનં | વસવાનૂં |
| | ૧૨ | વધનં | વધનૂં |
| | ૨૭ | शुल्क्र | शुल्क |
| | ૯,૧૧ | क्षितिमूर्ता | क्षितिमृता |
| | | (અનુવાદ) | |
| ૧૩ | ૨૬ | જરૂર | જરૂરિયાત |
| ૧૯ | ૧૪ | બોલની | બોલ ની |
| ૨૧ | ૫ | મહારાજ ! | ૦ |
| | ૧૭ | બેઠા | બેઠો |
| ૨૬ | ૯ | પડે છે | પસારે છે |
| ૨૯ | ૮ | અહો..લીધે | અહોહો ! |
| ૩૦ | ૧૩ | વાત ? | વાત ! |
| ૩૨ | ૧૬ | તો | તે |
| ૩૬ | ૧૨ | ચિતા | ચિંતા |
| ૩૮ | ૧૫ | નમી | નથી |
| ૩૯ | ૧૧ | અનુજાના | અનુજોના |
| ૪૧ | ૫ | સવ | [સર્વ |
| ૪૪ | ૧૦ | સારથિ | સુમંત્ર |
| ૪૮ | ૧૬ | | મારૂં દુર્ભાગ્ય શું કહું ? |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪૯ | ૨૦ | ચિત્ત | ચિત્તે |
| ૫૩ | ૧૯ | ग्रहणं | ग्रहणं |
| ૫૭ | ૨૨ | સ્રીએ | સૌએ |
| ૫૮ | ૨૧ | ગાય | ગોધો |
| ૬૮ | ૧૪ | જય કુમારશ્રીનો ! | કુમારશ્રીનો |
| ૬૯ | ૯-૧૦ | આવશે...રહે છે. | મૂગો રહે છે. |
| | ૧૧-૧૨ | | ૦ |
| | ૨૧ | ઇંદ્રિયો વશ, | મનના દૃઢ, |
| ૭૩ | ૧૭ | શું...હતો ? | મહારાજને પણી શાપ કેવો ? |
| ૭૪ | ૩ | વાગતની | વાગતાની |
| ૭૫ | ૫ | ધન્ય ઘડી ! | અહા, |
| ૭૧ | ૧૦ | રવજનનો | સ્વજનનો |
| | ૧૬ | કાંઠી; | કાંઠી |
| ૭૮ | ૭ | સા | સો |
| ૮૦ | ૨ | તમે ઓળખ્યૂં ને | ૦ |
| | ૧૩ | મૈથિલી...છે | ૦ |
| ૮૨ | ૧૨ | માગે | માથે |
| ૯૧ | ૨૧ | રાજવૈબવ | રાજવૈભવ |
| ૯૨ | ૧૨ | આબહૂબ | આબેહૂબ |
| ૯૪ | ૧ | રાજ્યકળ | રાજ્યફળ |
| | ૧૧ | વર્ચસ | વર્ચસ |
| ૯૬ | ૮ | ચહડી | ઝાડી |

# शुद्धिसूचिः ।

| पृष्ठम् । | पङ्क्तिः । | अशुद्धिः । | शुद्धिः । |
|---|---|---|---|
| १ | १४ | आय | आर्य |
| ५ | ११ | हसिदुं विअ इच्छदि | परिहसिऊण विइगिच्छिदा |
| | ११-१२ | हसितुमिवेच्छ-ति | परिहस्य वि-कित्सिता |
| ९ | ८ | श्रयताम् | श्रूयताम् |
| | १७ | क्रेदितां | क्रेदितौ |
| ११ | ६ | वद्धा | वद्धौ |
| १२ | ३ | पितृपरवन्ता | किल पितृमत्त्वे |
| १५ | ९ | व्रजतु | भवतु |
| | १२ | विण्णवेदा | विण्णवेदि |
| २० | ७ | वधृ | वधु |
| २२ | ९ | महाराअ | महाराज |
| २५ | १३ | स्पृशामि..पश्यामि | पश्यामि..स्पृशामि |
| २६ | १९ | मलोकयन | मवलोकयन |
| २८ | ३ | स्वर्गभव | संभव |
| | ५ | प्रतिशति | प्रविशति |
| | १३ | स्वग | स्वर्ग |
| | १४ | रस्नःपुरं | रन्तःपुरं |
| | १६ | वष्ण | वण्ण |
| २९ | १ | इति | ० |
| ३१ | ७ | श्रोद्धतं | श्रोद्धृतं |
| ३२ | २ | रण्यस्माभि | रण्यस्माभि |
| | ३ | निवद्यतं | निवेद्यतं |
| | १३ | गच्छत्वम् । | गच्छ त्वम् । |
| ३३ | ३ | देवकुल | देवकुल |
| ३३ | ३ | शुल्कार्थ | शुल्कार्थं |
| | १८ | श्रयताम | श्रूयताम् |
| ३७ | १० | प्रकृतिभिः | शेषाः प्रकृतिभिः |
| ४८ | १ | इति | ० |
| ५७ | ५ | श्रमा । | श्रमः । |
| ५९ | ५ | निवपनक्रिया | निवपन |
| ६१ | ३ | नारीभिः | च नृभिः |
| | ७ | मानवार्यं | मानार्वायं |
| ६३ | १३ | अर्हत्येव | अर्ह एव |
| ६४ | १२ | याच | याव |
| | १४ | गम्तु | गन्तु |
| | १९ | शूपर्णखा | शूर्पणखा |
| ६८ | २० | विषकम्भक | विष्कम्भकः। |
| ७२ | ८ | हत दारा | हतदारा |
| ७४ | १० | लण्स्यत | लप्स्यत |
| | २० | सकाशात | सकाशात |
| ७७ | ४ | मथा | मया |
| | ५ | पति | प्रति |
| | १०-११ | अभिवादयेऽत्र-भवतीम । | ० |
| ७८ | १० | षष्ठाऽङ्कः | षष्ठोऽङ्कः । |
| ८१ | ४ | सीता | सीतां |
| ९२ | २ | કૌચ | કૌચ |
| ९३ | ५ | આધકારિણી | અધિકારિણી |
| | १९ | દેઢ | દોઢી |
| ९५ | ७ | પીતિપાત્ર | પ્રીતિપાત્ર |

# પ્રતિમા.

## પ્રસ્તાવના.

[ નાંદી થઈ રહ્યા પછી સૂત્રધાર પ્રવેશ કરે છે. ]

[ સૂત્ર૦ ]

[ ઉપજાતિ. ]

ડરામણું દાનવજૂથ સેઃજે
શરે હણીને પવિભીષણે જે
વને વસી તાપસના શમાવે
સંતાપ પૂરા વણમાપ સાવે, ૧
સુલક્ષ્મણે સુપ્રિય જે પ્રજાને,
પત્નીવ્રતે જે પ્રતિ માન સૌને,
શત્રુઘ્ન, સુગ્રીવ, સુમંત્રતુષ્ટ,
રક્ષો હરી નિર્ભર તેહ કષ્ટ ! ૨

માન્ય સભાજનોને હું વીનવૂં છું કે કવિશ્રી ભાસે રચેલું **પ્રતિમાદશરથ** કિંવા **પ્રતિમા** નામે નાટક અમે ભજવિયે છિયે, તે ધ્યાન દેઈ જોવા કૃપા કરશો. [ બે ડગલાં ભરી પડદા તરફ મુખથી ] આર્યા ! અહીં આવો.

[ **નટી** પ્રવેશ કરી ] આવી, આર્ય.

[ **સૂત્ર૦** ] સભાજનની પ્રસન્નતા સારૂં ચાલતી શરદ ઋતુ વિશે કંઇ ગાઓ.

[ **નટી** ] જેવી આજ્ઞા. [ નીચેનું ગાયન ગાય છે. ]

[ ગાથા. ]

વાતાવરણ બને સઉ શાંત; અને પદ્મ પુષ્પ અત્ર વિકસે;
નિરખી ઉર હરખી એ નિજ વાસે રાજહંસ વસે. ૩

[ સૂત્ર૦ ] અહા ! આ આનંદદાયક સમયે

[ ગાથા. ]

વિહરે હંસી હર્ષિત વસ્ત્રે કાશરજના સરિતતીરે,

[ પડદા તરફ વળીને ]

જ્યમ નૃપગૃહે પળે આ પ્રતિહારી મુદિત સિત ચીરે.

[ બંને જાય છે. ]

---

# પ્રતિમા.

## વિષ્કંભક ૧.

[ પ્રતિહારી પ્રવેશ કરે છે. ]

[ પ્રતિ૦ ] છે કોઇ કંચુકી હાજર ?

[ કંચુકી પ્રવેશ કરી ] બાઇ ! શું કામ છે ? હું હાજર છું.

[ પ્રતિ૦ ] આર્ય ! મહારાજશ્રી આજ્ઞા કરે છે, કે રાજકુમાર રામના રાજ્યાભિષેકની સર્વ સામગ્રી વગરવિલંબે હાજર કરો.

[ કંચુકી ] બાઇ ! મહારાજની આજ્ઞા અનુસાર સર્વ ઉપસ્થિત છે. જુઓ.

[ શાર્દૂલવિક્રીડિત. ]

છે ભદ્રાસન; નંદિદુંદુભિ અને છે છત્ર; છે ચામરે;
સોનાના કુશપુષ્પયુક્ત ભરિયા છે કુંભ તીર્થોદકે;
છે ક્રીડારથ; વાટ પૌર જન સૌ જોતા જ ઊભેલ છે;
વેદીએ ગુરુ સર્વમંગળ વળી આવી વિરાજેલ છે. ૧

[ પ્રતિ૦ ] તો તો ઠીક.

[ કંચુકી ] ખરે જ,

[ અનુષ્ટુપ. ]

રાજા આજે મહારાજે રાજા શા રામને કરી
કૃતારથ પ્રજા પૂરી કરી આશિષ છે વરી. ૨

જાણીં છું ત્યારે. [ કંચુકી જાય છે. ]

[ પ્રતિ૦ પરિક્રમણ કરી ] અરે સંભવક ! તમે જાઓ, મહારાજના નામથી પૂજ્ય પુરોહિતને વીનવો કે ત્વરા કરે. [ બીજી તરફ વળી ] અને સારસિકા ! જા તું સંગીતશાળાએ ને નટવર્ગને જણાવ, કે આ માંગલિક પ્રસંગને અનુકૂળ કોઇ નાટક ભજવવાની તૈયારી રાખે. હવે હું જઈને મહારાજને નિવેદન કરૂં કે કશું એ બાકી નથી. [ જાય છે. ]

---

# પ્રતિમા.

## અંક ૧.

[ હાથમાં વલ્કલ સાથે દાસી અવદાતિકા પ્રવેશ કરે છે. ]

[ અવ૦ ] ઓય રે ! પરિહાસમાં વલ્કલો ઉપાડી લાવી છું તેમાં તો મારૂં હઈયૂં આટલું કંપે છે, ત્યારે ખૂરી દાનતથી છાનુંમાનું લેનારને શું થતૂં હશે ?

[ એવે દાસી સાથે સીતા પ્રવેશ કરે છે. ]

[ સીતા ] અલી, અવદાતિકા ખસિયાણી શી દેખાય છે, કેમ વારૂં ?

[ દાસી ] બાસાહેબ ! કંઇ કુચ્છિત કર્યૂં હશે.

[ સીતા ] ના રે ના, એ કુત્સિત કરે એવી નથી. હસવાનું કંઇ કર્યૂં હશે અને ખસવાનૂં થઈ પડ્યૂં હશે.

[ અવ૦ પાસે આવી ] હા, બાસાહેબ, મેં કુચ્છિત કર્યૂં નથી. ખમા બાશ્રીને.

[ સીતા ] અરે પણ કોણ તારો જવાબ માગે છે ? વારૂં, અવદાતિકા ! તારા ડાબા હાથમાં આ શું છે ?

[ અવ૦ ] વલ્કલો છે, બાસાહેબ !

[ સીતા ] વલ્કલો કેમ આણ્યાં છે ?

[ અવ૦ ] સાંભળો, બા. નેપથ્યપાલિકા બાઇ રેવા પાસે મેં એકાદ ઊતર્યૂંપાતર્યૂં વલકલ માગ્યૂં, તે એણે મને ન આપ્યૂં. મેં એને

તે માટે નોરા કર્યા, પણ તે એણે લેખવ્યા જ નહિ. ત્યારે હું 'બસ, આ તારો દંડ' કહી પરિહાસમાં બે કોરાં વલકલ લાવી છું.

[ **સીતા** ] અલી, મને એ શોભે ખરાં ?

[ **અવ૦** ] રૂડા રૂપને સર્વે શોભે. સુખે સુહાવિયે, બાસાહેબ.

[ **સીતા** ] લાવ, ત્યારે. [ લેઈને ધારણ કરી ] કહે, **મને વલ્કલ** કેવાં શોભે છે ?

[ **અવ૦** ] બહુ સારાં **શોભે** છે. બાશ્રીને અંગે એ વલકલ મટી જરિયાન બન્યાં છે.

[ **સીતા** બીજી દાસી પ્રત્યે ] **અલી,** તું શું કહે છે ?

[ **દાસી** રોમાંચ સાથે ] બાસાહેબ ! આર્ય બાલાકિ કહે છે કે અભિષેક છે.

[ બીજી એક દાસી હરખાતી પ્રવેશ કરે છે. ]

[ **નવી દાસી** ] વધામણી, બાસાહેબ.

[ **સીતા** ] અલી, શાની વધામણી ?

[ **નવી૦** ] કુમારશ્રીને રાજ્યાભિષેક કરે છે.

[ **સીતા** ] પણ સસરાજી કુશળ છે ને ?

[ **નવી૦** ] મહારાજ પોતે જ અભિષેક કરે છે.

[ **સીતા** ] એમ કે ! અહો, તેં તો એક નહિ, પણ બે વધામણી મને કહી ! લે, ખોળો ધર.

[ **નવી૦** ] ધરૂં, બાસાહેબ.

[ સીતા આભૂષણ ઊતારીને આપે છે. નવી આવનારી દાસી તે લેઇને જાય છે. ]

[ **દાસી** ] આ દુંદુભિ એ ગડગડે, બાસાહેબ.

[ **સીતા** ] હા રે હા.

[ દાસી ] અરે ! એ એકાએક બંધે પડ્યાં !

[ સીતા ] કંઇ વિઘ્ન પડ્યું હશે. રાજદ્વારમાં કંઇ કંઇ બનાવ ઉપર બનાવ બને છે.

[ દાસી ] હાં, મેં સાંભળ્યૂં હતૂં કે કુમારશ્રીને અભિષેક કરી મહારાજ પાધરા વને પધારનાર છે;

[ સીતા ] જો એમ હોય, તો એ અભિષેક ન જોઇયે.

[ એવે રામ પ્રવેશ કરે છે. ]

[ રામ ]

[ શાર્દૂલવિક્રીડિત. ]

ગાજ્યાં વાદ્ય; રહ્યાં ટિકી વડિલ; હૂં બેઠો ય ભદ્રાસને;
નામેલા ઘટથી ખભા ઉપરથી, શીશે થયૂં સેચને:
સંબોધી તવ 'વત્સ ! જા, વસ વને' તાતે કહ્યૂં એમ; ને
મેં એ વેણ ચડાવિયાં શિર પરે નીચા નમી એમને. ૧

[ અનુષ્ટુપ. ]

તેમાં તે ધૈર્ય શૂં જોઈ પામે વિસ્મય માનવી ?
પુત્ર બોલ પિતાકેરા પાળે: છે વાત ના નવી.

માથેથી રાજ્યનો ભાર લેઈ લીધો એટલે હૃદય, અહા, પ્રફુલ્લિત થયૂં. ધન્ય ભાગ્ય; કે હૂં હતો તેનો તે રામ રહ્યો અને મહારાજ મહારાજ રહ્યા. મૈથિલીને મળૂં ને કહૂં. [ પરિક્રમણ કરે છે. ]

[ અવ૦ ] બાસાહેબ ! કુમારશ્રી પધારે છે.

[ સીતા ] અહો આર્યપુત્ર પધાર્યા. [ આસનથી ઊભાં થઈ ] જય જય, આર્યપુત્ર.

[ **રામ** ] મૈથિલી ! આસને બિરાજો.

[ **સીતા** ] આજ્ઞા, આર્યપુત્ર.

[ **દાસી** સીતા પ્રતિ અલગ ] બાસાહેબ ! કુમારશ્રીનો વેષ તો એનો એ જ છે. પેલા સમાચાર ત્યારે શું ખોટા હશે ?

[ **સીતા** દાસી પ્રતિ અલગ ] આર્ય બાલાકિ જેવાનું કહેવું ખોટું ન હોય. પણ મેં તને કહ્યું નહિ, કે રાજદ્વારમાં કંઇ કંઇ બનાવ ઉપર બનાવ બને છે ?

[ **રામ** ] મૈથિલી ! તમે શાની વાત કરો છો ?

[ **સીતા** ] કશાની નહિ, આર્યપુત્ર. એ તો આ કહેતી હતી. કે અભિષેક છે.

[ **રામ** ] સાંભળો, હું તમને કહું. આજે મને ઉમળકા ભેર માતૃક નામથી સંબોધી, મહારાજે મને ઉપાધ્યાય અમાત્ય અને પ્રકૃતિ સમક્ષ કહ્યું, 'વત્સ ! આજથી તું સમસ્ત કોશલ દેશનો રાજા.'

[ **સીતા** ] આર્યપુત્રે તેનો શો ઉત્તર વાળ્યો ?

[ **રામ** ] તમે શું ધારો છો ? મેં શો ઉત્તર વાળ્યો હશે ?

[ **સીતા** ] હું તો ધારૂં છું કે કંઇ પણ કહેવાને બદલે દીર્ઘ નિઃશ્વાસ સાથે આર્યપુત્ર મહારાજના ચરણમાં માથું મૂકી રડી પડ્યા હશો.

[ **રામ** ] તમારૂં ધારવું બરાબર છે. હું એમના ચરણમાં પડ્યો; અને

[ અનુષ્ટુપ. ]

વહી ઉપર એઓનાં ને નીચે મમ અશ્રુએ
ભીંજવ્યા, કેશ મુજ ને પિતાના પાય, બેઉ એ. ૩

[ **સીતા** ] પછી ?

[ રામ ] પછી એમણે મને અનેક પ્રકારે સમજાવ્યો, પણ મેં માથું ધુણાવ્યા કર્યું. ત્યારે એમણે વૃદ્ધાવસ્થાના દોષો આગળ કરી એમના પંડના સમ દીધા.

[ સીતા ] પછી પછી ?

[ રામ ] પછી હું હારીને ભદ્રાસને બેઠો; અને

[ વસંતતિલકા. ]

હર્ષાશ્રુ સાથ શિર છત્ર ધર્યું પિતાએ
ને લક્ષ્મણે શુચિ કર્યો અભિષેક; ત્યાંયે
કાને કહ્યું જનકના કંઇ મંથરાએ
ને હું બચ્યો નૃપ થતો, ક્ષણ એક માંહે. ૪

] સીતા ] આનંદની વાત. મહારાજ મહારાજ રહ્યા; અને આર્યપુત્ર આર્યપુત્ર રહ્યા. ઘણા આનંદની વાત.

[ રામ ] પણ, મૈથિલી, તમે આભૂષણ કેમ પ્હેર્યાં નથી ?

[ સીતા ] પ્હેરૂં છું, આર્યપુત્ર.

[ રામ ] ચાલો, તમે આભૂષણ સજો. હું દર્પણ ધરૂં છું. પણ રહો, દર્પણ પછી. કહો, હું આ શું જોઉં છું ? એ તે

[ અનુષ્ટુપ. ]

રવિનાં કિરણો છે કે વલ્કલો ? મુખ, હાં, હસે.
વલ્કલો એહ; ક્રીડા કે વ્રત અર્થે ધર્યાં હશે. ૫

અવદાતિકા ? તું જાણે છે શા માટે પ્હેર્યાં છે તે ?

[ અવ૦ ] કુમારશ્રી ! એમને મનમાં કૌતક થયું, કે પોતાને વલકલ કેવાં શોભે છે ? તેથી બાશ્રીએ તે ધારણ કર્યાં છે.

[ રામ ] ઓહો, તમે તો ઇક્ષ્વાકુઓના અલંકાર ધારણ કર્યા છે ને શું ? મૈથિલી ! એ મને પ્રિય છે. આપશો ?

[ સીતા ] અંહ, અંહ.

[ રામ ] કેમ ના પાડો છો વારૂં ?

[ સીતા ] મને અમંગળના ભણકારા વાગે છે.

[ રામ ]

[ અનુષ્ટુપ. ]

ધર્યા પ્રથમ એ, મારૂં જે અર્ધું અંગ, તે તમે-
ક્રીડામાં-એ ધરૂં. ખેદ કાં અમંગળના ભ્રમે ? ૬

[ નેપથ્યમાં કારમી કરેળી પડે છે. ]

[ સીતા ] અરે ! આ કરેળી શી ?

[ રામ ] હરિ હરિ !

[ અનુષ્ટુપ. ]

જણવે એ જરુર કે વિધિએ વજ્રના દઈ
હણી મૌલ મહા વ્યક્તિ દાખવી પ્રભુતા સહી ! ૭

[ એવે શ્વાસભર્યો કંચુકી પ્રવેશ કરે છે. ]

[ કંચુકી ] અરે ધાઓ, કુમારશ્રી. બચાવો.

[ રામ ] કોને, કોને ?

[ કંચુકી ] મહારાજને.

[ રામ ] હૈં ! કોણએ કંઇ અનર્થ નીપજાવ્યો ? કહો, કોણે ?

[ કંચુકી ] સ્વજને,–

[ રામ પોતાના પ્રત્યે ]

[ અનુષ્ટુપ. ]

શરીરે ઘા કરે શત્રુ; હૈયે સ્વજન તો હણે:
એવા કયા સ્વજનનૂં નામ હા ! લજવે મને ? ૮

[ કંચુકી ] અને તે એ રાણી કૈકેયીએ.

[ રામ ] શું માજીએ ? ત્યારે તો શ્રેય જ ચિંતવ્યું હશે.

[ અનુષ્ટુપ. ]

રાણી ઇંદ્રસખાકેરાં મારાં વત્સલ માત જે,
તેમને હોય લિપ્સા શી, કે અશ્રેય કરે રજે ? ૯

[ કંચુકી ] એમણે આડી જીભ કરી કુમારશ્રીનો અભિષેક અધવચ અટકાવ્યો.

[ રામ ] એ તો માજીએ બહુ સારૂં કર્યું.

[ માલિની. ]

રઘુવર વનકેરો માર્ગ હાવાં ન લેશે.
કુંવરપદ નભીને છત્રછાયા ય રે'શે.
નૃપતિ ન બદલાયે ના પ્રજા મૂઝવાશે.
સહજ અનુજ ભેગા ભોગ મેં ભોગવાશે. ૧૦

[ કંચુકી ] અને 'આપો ભરતને રાજ્ય' એવી માગણી કરી.

[ રામ ]

[ અનુષ્ટુપ. ]

પલ્લામાં પરઠેલું તે પુત્રાર્થે માગનારનો
દોષ ના. દોષ તો રાજ્ય બંધુનું હરનારનો. ૧૧

[ કંચુકી ] અને વળી–

[ રામ ] બસ, બસ, આર્ય. માજીનું વગોણું હું સાંભળવા માગતો નથી. મને મહારાજના સમાચાર કહો.

[ કંચુકી ] પછી 'એમ હો' એવા અર્થમાં

[ અનુષ્ટુપ. ]

સાને હાથતણી આજ્ઞા મુખથી મૌન દીધ, ને
આવેગે શોકના મૂર્છા પામિયા પ્રભુ તે ક્ષણે. ૧૨

[ કંચુકી જાય છે. ]

[ રામ ] હેં ! મૂર્છા પામ્યા છે ?

[ નેપથ્યમાં ] 'હેં ! મૂર્છા પામ્યા છે ?' કહો છો ?

[ રામ ]

[ અનુષ્ટુપ. ]

ધૈર્યસાગર સૌમિત્રિ માઝા હા ! આજ વીસરે,
જેને કોપેલ પેખીને લોકના થોક થર્થરે. ૧૩

[ પછી ધનુષ સહિત કોપાયમાન લક્ષ્મણ પ્રવેશ કરે છે. ]

[ લક્ષ્મણ ] 'હેં ! મૂર્છા પામ્યા છે ?' કહો છો ? જો પિત્ત તપતું હોય ને પિત્તો ઊછળતો હોય, તો

[ હરિણી. ]

ધનુષ સજિયે મા પ્રત્યેની વૃથા રતિ વીસરી.
જન નરમ ના બોલે, તેને નડે સ્વજને સહી.
તમ કર ન જો ચાલે, છૂટી મને પ્રભુ દીજિયે.
ખળ છળ રમે તે ના જીવે ધરાર ધરાતળે. ૧૪

[ સીતા ] હહા ! આ રડાડોળમાં વત્સ ચાપ ચડાવે છે ! એ બહુ ઉશ્કેરાઈ ગયા છે.

[ રામ ] શું છે, વત્સ ?

[ લક્ષ્મણ ] 'શું છે ?' પૂછો છો ?

[ અનુષ્ટુપ. ]

આર્યનૂં હકનૂં રાજ્ય હરાયૂં અવ છે બળે;
મૂર્છામાં મૃત્યુની તાતે ઢળ્યા છે ધરણીતળે. ૧૫

શંકા શું તે છતાં છે, કે પૂછો છો આર્ય આમ આ?
એ તે કે'વી ક્ષમાની કે શૂન્યતાની મનોદશા? ૧૬

[ રામ ] વત્સ! હું રાજા ન થયો તેનો તને પરિતાપ થાય છે? તું ભૂલ કરે છે, ભાઇ.

[ અનુષ્ટુપ. ]

હોય રાજા ભરત કે રામ, તે તુલ્ય બે ય છે.
તું ધનુર્ધર છે તેને, વીર, રાજા જ સેવ્ય છે. ૧૭

અને વત્સ! તને પૂછું છું, હું તે

[ વસંતતિલકા. ]

પાળંત વાયક પિતા પ્રતિ ચાપ નામૂં?
પલ્લૂં અહંત જનની પ્રતિ તીર સાંધૂં?
વ્હાલે ભર્યા અનુજના પ્રતિ ઘાવ વામું?
તું વત્સ! ઇષ્ટ વદ. પાપ કયૂં જ બાંધૂં? ૧૮

[ લક્ષ્મણ આંખમાં આંસુ સાથે ] આર્ય મર્મવાક્ય વદો છો, પણ અફસોસ! હકીકત જાણતા નથી.

[ અનુષ્ટુપ. ]

વરસો ચૌદ મા વાસ માગે છે આર્યનો વને.
મૂર્છા પામ્યા મહારાજ આઘાતે એ જ દારુણે. ૧૯

[ રામ ] એને લીધે જ શું પિતાશ્રી મૂર્છાગત થયા છે? અરે શા માટે મુરબ્બીને એમ લાચારી ભોગવવી પડે? મૈથિલી,

[ અનુષ્ટુપ. ]

સજાવે વલ્કલો માજી શુભાર્થે, લાવિયે, સજૂં.
ન સેવેલૂં ન સાધેલૂં કો નૃપે તપ, તે ભજૂં. ૨૦

[ સીતા ] કૃપા રાખો, આર્યપુત્ર,

[ રામ ] મૈથિલી ! તમે શું કહેવા માગો છો ?

[ સીતા ] હું તો સાથે આવનારી છું.

[ રામ ] મારે એકલાને જવાનું છે.—

[ સીતા ] માટે જ હું સાથે રહેવા ઇચ્છું છું.

[ રામ ] વન વેઠવાનું છે.

[ સીતા ] તમારા સહવાસમાં મારે મન તે રાજભવન છે.

[ રામ ] સાસુજી અને સસરાજીની સેવા ચૂકશો.

[ સીતા ] એ અપરાધ માટે હું દેવસ્વરૂપ માતાપિતાના ચરણુમાં માથું મૂકી ક્ષમા માગું છું.

[ રામ ] વત્સ લક્ષ્મણ, વાર ને આ તારાં ભાભીને.

[ લક્ષ્મણ ] આર્ય ! એઓ ખરું જ પગલું ભરે છે. મેં કેમ વાર્યાં જાય ?

[ માલિની. ]

ગ્રહણ સમય રે' છે તારલી ચંદ્ર સાથે.
વનતરુ સહ વલ્લી એ પડે વૃષ્ટિ વાતે.
કળણુગત કરીને હાથણી એ ભજે છે.
પ્રતિપદ પતિકેરો સાથ પત્ની સજે છે. ૨૧

[ એવામાં કેટલાંક વલ્કલો લેઈ એક દાસી પ્રવેશ કરે છે. ]

[ દાસી ] જય કુમારશ્રીનો; અને જય બાશ્રીનો. નેપથ્યપાલિકા બાઇ રેવા નમસ્કાર કરી બાસાહેબને વીનવે છે, કે અવદાતિકા નેપથ્ય-શાળામાંથી કોરાં વલ્કલ લાવી છે તે ઉપરાંત બીજાં પણ કોરાં વલ્કલ નિવેદન કરું છું. તેમાંથી જેટલાં જોઇયે તેટલાં ઉપયોગમાં લેશો.

[ રામ ] બાઇ ! લાવ, એ અમારે જોઇયે છે. એમની જરુર પૂરી પડી છે, એટલે એમને નહિ જોઇયે.

[ દાસી ] લીજિયે, કુમારશ્રી !

[ દાસી જાય છે. રામ વલ્કલ લેઇ ધારણ કરે છે, ]

[ લક્ષ્મણ ] કૃપા રાખો, આર્ય, મને ટાળી ન મૂકો.

[ અનુષ્ટુપ. ]

વસ્ત્રાભૂષણ સર્વમાં પાડો છો મુજ ભાગ જો,
મને આપ્યા વિના શાને વલ્કલો આર્ય તો સજો ? ૨૨

[ રામ ] મૈથિલી ! તમે વત્સને વારો.

[ સીતા ] તમે ન આવશો, વીરા.

[ લક્ષ્મણ ]

[ અનુષ્ટુપ. ]

પૂજ્યના પાય આર્યા શું એકલાં જ તળાસશો ?
તમે દક્ષિણ લેજો; ને મુજને વામ આપશો. ૨૩

[ સીતા ] આપો, આર્યપુત્ર, આપો વલ્કલ. વત્સ ભલે આવે. એમનું દિલ દૂખાય છે.

[ રામ ] માજી સુમિત્રાની કૂખ દીપાવનારા ભાઇ ! લે આ વલ્કલ.

[ અનુષ્ટુપ. ]

ઇંદ્રિયાશ્વતણી તીખી વાગ વલ્કલ તે જ છે.
બેસણે વ્રતહસ્તીના એ જ અંકુશ તેજ છે. ૨૪
ખેડણે ધર્મરથના એ જ સારથિ દક્ષ છે.
એ જ છે, એ જ, તપના રણે કવચ રક્ષકે. ૨૫

[ લક્ષ્મણ ] મોટી કૃપા.

[ લક્ષ્મણ વલ્કલ ધારણ કરે છે. ]

[ રામ ] વનવાસની વાત સાંભળી ચોકમાં લોકનાં ટોળે ટોળાં ભરાયાં છે. જવાનો માર્ગ નથી.

[ લક્ષ્મણ ] હું આગળ થઈ માર્ગ કરાવું છું. ખસો, ભાઇઓ, ખસો.

[ રામ ] મૈથિલી ! ઘુંઘટ વાળવાની જરુર નથી.–

[ સીતા ] આજ્ઞા, આર્યપુત્ર.

[ રામ ] અને નગરવાસીઓ ! તમારે પણ દષ્ટિ આડી વાળવાનૂં કારણ નથી.

[ ઇંદ્રવજ્રા. ]

સૂર્યાન્વયે વલ્કલિની વધૂને
ભાળો ભલે સૌ દગ અશ્રુપૂર્ણે.
યજ્ઞે વિવાહે વિપદે વને વા
સ્ત્રીને નથી બાધ નિહાળવામાં. ૨૬

[ એટલામાં કંચુકી શ્વાસભર્યો પ્રવેશ કરે છે. ]

[ કંચુકી ] કુમારશ્રી ! રહો, રહો. મહારાજ પોતે પધારે છે.

[ પ્રહર્ષણી. ]

ચાલો છો વન પ્રતિ આપ; સાથ રે' છે
વૈદેહી; અનુગત વત્સ લક્ષ્મણે છેઃ
જાણંતાં ક્ષિતિરજ પૂર્ણ જીર્ણ દેહે
ડોલંતે વનગજ તુલ્ય એહ આવે.

[ લક્ષ્મણ ] આર્ય !

[ અનુષ્ટુપ. ]

અમને વલ્કલો અંગે ધરી વિચરતા વને
જોવાથી ફળ શું ? ક્લેશ થાશે અત્યંત તાતને. ૨૭

[ રામ ] વત્સ લક્ષ્મણ ઠીક કહે છે. માટે, આર્ય,

[ અનુષ્ટુપ. ]

વળિયે વનની વાટે તે વાંસે સ્મૃતિ આપતાં
નિરખી નિરખી સ્થાનો અમ એ શમવો વ્યથા. ૨૮

[ ત્રણે ચાલતાં થાય છે. ]

इति वल्कलधारणं नाम प्रथमोऽङ्कः ।



# પ્રતિમા.

## વિષ્કંભક ૨.

[ કંચુકી પ્રવેશ કરે છે. ]

[ કંચુકી ] અરે પ્રતિહારો અને પ્રતિહારીઓ, ખબરદાર ! કોઇ પોતાનું સ્થાનક મૂકી રસળતા નહિ.

[ પ્રતિહારી પ્રવેશ કરી ] કેમ, શું છે, આર્ય ?

[ કંચુકી ] મહારાજને કરાર નથી. એમણે પોતાનું વચન ન હારવા રામને લાચારીએ વન જતા રોક્યા નહિ, પણ પુત્રના જવાથી વિરહાગ્નિએ એમનું હૃદય અત્યંત સંતપ્ત થયું છે, અને એ ઉન્માદને વશ થઇ રામનું નામ લવ્યા કરે છે. આવી સ્થિતિમાં મહારાજ જળમંદિરે પોઢ્યા છે. અફસોસ,

[ વસંતતિલકા. ]

ના ઓળખાય પ્રલયે જયમ સિંધુ ક્ષીણ,
ભૂભ્રષ્ટ ભાસ્કર વળી જયમ તેજહીન,
ને જેમ મેરુ અચળે સ્થિરતાવિહીન,
જાયે લખ્યા ન ત્યમ ભૂપતિ શોકલીન. ૧

[ પ્રતિ૦ ] ઓ માડી રે, મહારાજની એ દશા છે ?

[ કંચુકી ] જાઓ, બાઇ, તમે તમારે સ્થાનકે. સૂતું છે એ.

[ પ્રતિ૦ ] આ ચાલી, આર્ય. [ જાય છે. ]

[ કંચુકી ] ખરે જ, કુમારશ્રીના જવાથી સારી અયોધ્યા શૂન્યકાર બની છે.

[ શાર્દૂલવિક્રીડિત. ]

હાથી ના તૃણ ખાય. ના હણહણે અશ્વો. ગળે નેન, ને
કાં સ્ત્રી, કાં શિશુ, વૃદ્ધ કાં, તરુણ કાં, સર્વે અયોધ્યા વિશે
વીસારી અવ ખાનપાન કરતાં કલ્પાંત એકી ટશે,
જાયે જે દિશ રામ લક્ષ્મણ અને સીતા, જુએ એ દિશે. ૨

હું પણ હવે મહારાજની તેનાતમાં જળમંદિરની દોઢીએ હાજર થાઉં. [ પરિક્રમણ કરી ] આ મહારાજ વિરાજે. એમની પાસ મહાદેવી કૌશલ્યા અને દેવી સુમિત્રા છે, તે પુત્રના વિરહનો શોક દબાવી હઈયૂ હાથ રાખી મહારાજને આશ્વાસન આપે છે. હહા! સ્થિતિ મહા વિષમ છે.

[ અનુષ્ટુપ. ]

'અરે રામ! અરે રામ!' વદતા લથડી પડી
ઊડી ઊડી નિહાળે એ રામે લીધેલ વાટડી! ૩

[ કંચુકી લથડિયૂં ખાઈ બેસી જાય છે. ]



# પ્રતિમા.

## અંક ૨.

[ બેહાલ સ્થિતિમાં રાજા બે રાણી સાથે પ્રવેશ કરે છે. ]

[ રાજા ]

[ વસંતતિલકા. ]

રે વત્સ રામ સઉનાં ઉર હારનારા !
રે વત્સ લક્ષ્મણ સુલક્ષણ ધારનારા !
રે જાનકી શુચિ પતિવ્રત પાળનારી !
વ્હાલાં ! વસ્યાં વન તમે. ઉર સોસ ભારી. ૧

દીકરા રામ ! વત્સ લક્ષ્મણ ! વહુવર વૈદેહી ! બોલો ને, મારાં વ્હાલાં ! અરે કૌશલ્યાની કૂખ દીપાવનાર ! તૂં કયાં છે ?

[ અનુષ્ટુપ. ]

ઉરે રોષ, દગે ઈર્ષ્યા ન જેને, વડિલોતણી
સેવામાં સજ્જ તું કયાં છે ? પ્રતિજ્ઞાપાળ ! બોલની. ૨

વત્સ લક્ષ્મણ ! કયાં છે તું ? અરે, પણ ભાઇ ઉપરના વ્હાલમાં તણાઈ બાપ ઉપરનું વ્હાલ ઊતારનાર એ લક્ષ્મણને જોવાને મારૂં મન તલસે છે, એ અજબ છે ! વહુવર વૈદેહી ! કયાં છે તું ?

[ અનુષ્ટુપ. ]

રામે મૂકી ગયો; દાખી અપ્રીતિ અતિ લક્ષ્મણે;
અપકીર્તિ રળેલાને તેં એ દીધ તજી મને ? ૩

અરેરે ! કોઇનો એ ઉત્તર વળતો નથી; સૂનું સટ જણાય છે. અફસોસ ! ક્યાં ગયો મારો રામ ? ક્યાં ગયો એ મારી રુખ રાખનારો ? ક્યાં ગયો એ રાજ્યને તૃણ તુલ્ય તજી દેનારો ? ક્યાં છે એ દુખિયારાની દયા ખાનારો ? ક્યાં છે એ સર્વનાં હૃદય અને નયન ઠારનારો ? વત્સ રામ ! વૃદ્ધ પિતાને તજી ધર્મ ને તપ સાધવાં હોય ? આવ, વત્સ, આવ. હરિ હરિ !

[ ગાથા. ]

જયમ રવિ જાતાં છાયા અને દિને જાય એહ સંઘાતે,
રામ જતાં ત્યમ સીતા ને લક્ષ્મણ પણ ગયાં સાથે ! ૪

અરે ભૂંડા વિધિ !

[ અનુષ્ટુપ. ]

કાં અપુત્ર મને, ને કાં અન્યનો પુત્ર રામને.
અને કાં વનની વ્યાઘ્રી કૈકેયીને ન કીધ તેં ? ૫

[ કૌશલ્યા ] મહારાજ ! શાંત થાઓ. અત્યંત સંતાપમાં ને સંતાપમાં કાળજું ફટકી જાય. આવશે સમય વીત્યે એ વહુવર અને એ કુંવરો, અને મહારાજ તેમને જોશો.

[ રાજા ] એ કોણ બોલ્યું ?

[ કૌશલ્યા ] એ તો હું નિઃસ્નેહ પુત્રને જન્મ આપનારી.

[ રાજા ] શું કૌશલ્યા ? સર્વ જનનાં હૃદય અને નયન ઠારનાર રામને જન્મ આપનારાં કૌશલ્યા બોલ્યાં ?

[ કૌશલ્યા ] હા, એ જ હું મંદભાગિની, મહારાજ.

[ રાજા ] મહાદેવી ! તમે મહા ભાગ્યશાળી છો, જેણે રામ સરખા પુત્રને જન્મ આપ્યો છે. પણ, કૌશલ્યા,

[ અનુષ્ટુપ. ]

ખોઈ ઇંદ્રિયનું વિત્ત દુઃખ દારુણ, હાય, આ
દાવાનળ સમાણું મેં ના ખળાય, ખમાય ના. ૬

વારૂ, બીજું કોણ બેઠું છે ?

[ કૌશલ્યા ] મહારાજ ! વત્સ લક્ષ્મણ—

[ રાજા અધવચ ઝબ બેઠા થઈ જઈ ] ક્યાં છે વત્સ લક્ષ્મણ ? અફસોસ ! હું એને દેખતો નથી.

[ રાણીઓ લથડતા રાજાને ઝાલી લે છે. ]

[ કૌશલ્યા ] મહારાજ ! હું એમ કહેતી હતી કે વત્સ લક્ષ્મણનાં જનની સુમિત્રા બેઠાં છે.

[ રાજા ] અહો દેવી સુમિત્રા !

[ અનુષ્ટુપ. ]

તમ પુત્ર જ સત્પુત્ર લેખું હું, સહચાર જે
રઘૂત્તમતણો રાને છાયા વત રહ્યો સજે. ૭

[ કંચુકી પ્રવેશ કરી ] મહારાજનો જય. મહારાજ ! સુમંત્રજી આવ્યા છે.

[ રાજા એકદમ બેઠા થઈ ] હાં, મારા રામને લેઈને એ આવ્યા કે ?

[ કંચુકી ] મહારાજ ! કુમારશ્રી રથમાં નથી.

[ રાજા ] હેં ! એ સૂને રથે આવ્યા છે ? અફસોસ,

[ અનુષ્ટુપ. ]

રથે સૂને દિશા સૂની ભાળું; ભાગ્યો મનોરથે;
ને તેડું ધર્મરાજાનું લેઈ આવ્યો, લહું, રથે. ૮

[ રાણીઓ ] મહારાજ ! મહારાજ ! સ્વસ્થ થાઓ. [ શરીરે હાથ ફેરવે છે. ]

[ રાજા શુદ્ધિમાં આવી ] શું કહ્યું, બાલાકિ ? સુમંત્ર આવ્યા છે ?

[ કંચુકી ] જી, મહારાજ.

[ રાજા ] એમને સત્વર મોકલો અહીં.

[ કંચુકી ] આજ્ઞા, મહારાજ. [ જાય છે. ]

[ રાજા અર્ધ બેભાન અવસ્થામાં ]

[ અનુષ્ટુપ. ]

ધન્ય તે વાયુ, વનમાં સરતા જે સરોવરે
રામના અંગનો સ્પર્શ વનવાસે સુખે કરે. ૯

[ એવે સુમંત્ર પ્રવેશ કરે છે. ]

[ સુમંત્ર ] હહા ! જ્યાં નજર નાંખું છું, ત્યાં સર્વે રાજસેવકો

[ શાલિની. ]

ગાઢા શોકે રામ જાતાં જ ખૂડી
બેઠેલા સૌ કામ ને કાજ છોડી
દાઝી ઝાઝા ભૂપકેરા પ્રલાપે
ચિત્તાતંકે અશ્રુ ઢાળે અમાપે. ૧૦

[ રાજાના બિછાના પાસે જઈ પ્હોચી ] જય જય, મહારાજ.

[ રાજા શુદ્ધિમાં આવી ] ભ્રાતા સુમંત્ર ! આ હીણભાગીને સમાચાર કહો.

[ શિખરિણી. ]

કહો, કયાં છે વ્હાલો મુજ સુત વડો? છે ખબર શી
વધૂ વૈદેહીની ગુરુજન વિશે ભક્તિમયની?
કરે છે શું, ભાખો, અનુગત સુમિત્રાસુત સહી?
કહાવ્યું એઓએ મરણમુખને છે કંઇ વળી? ૧૧

[ સુમંત્ર ] મહારાજ! એમ માં બોલો.

[ રાજા ] સાચે, મારાથી અઘટિત બોલાયું. તપ તપતાં પ્રત્યે એ વચન યુક્ત નથી. કહો, એમનું તપ નિર્વિઘ્ન સધાય છે? અને વનો નિર્બાધ છે? અને વૈદેહીએ અટનનો શ્રમ વેઠયો જાય છે?

[ સુમિત્રા ] સુમંત્રજી! વલ્કલના અલંકાર સજી સાથે વનવાસે નીકળેલાં, વયે ન્હાનાં પણ ગુણે મોટાં, એ સર્વેએ અમને શું કહાવ્યું છે?

[ સુમંત્ર ] સર્વે મહારાજને–

[ રાજા ] ના, એમ નહિ. મારા કાનને રસાયનરૂપ અને હૃદયને ઔષધરૂપ એમનાં નામ દેઈને સંદેશો કહો.

[ સુમંત્ર ] આજ્ઞા મહારાજની. આયુષ્માન રામ,

[ રાજા ] આ રામ. નામાક્ષર કાને પડતાં જ જાણે એને હું જોઉં છું. પછી?

[ સુમંત્ર ] આયુષ્માન લક્ષ્મણ,

[ રાજા ] આ લક્ષ્મણ. પછી પછી?

[ સુમંત્ર ] આયુષ્મતી જનકકુમારી,

[ રાજા ] આ વૈદેહી. પહેલો રામ, પછી લક્ષ્મણ, પછી વૈદેહી! એ તો ક્રમ ભંગ કર્યો.

[ સુમંત્ર ] કેમ વારૂ ?

[ રાજા ] રામ, વૈદેહી, લક્ષ્મણ; એ જ ક્રમ હોય.

[ અનુષ્ટુપ. ]

રામ લક્ષ્મણના મધ્યે સીતા રે'વી વને ઘટે.
વગડો રગડો ભૂંડો. ત્યાં એને હોય ઓથ એ. ૧૨

[ સુમંત્ર ] આજ્ઞા, મહારાજ. આયુષ્માન રામ,

[ રાજા ] આ રામ.

[ સુમંત્ર ] આયુષ્મતી વૈદેહી,

[ રાજા ] આ વૈદેહી.

[ સુમંત્ર ] આયુષ્માન લક્ષ્મણ,

[ રાજા ] આ લક્ષ્મણ. રામ ! વૈદેહી ! લક્ષ્મણ !

[ અનુષ્ટુપ. ]

જોવા કે સ્પર્શવા પામું તમને એક વાર હું,
તો તે અમ્રતથી જીવું મરતો; એમ હું લહું. ૧૩

[ સુમંત્ર ] સર્વે શૃંગવેરપુરે રથથી ઊતર્યાં, અયોધ્યાની દિશામાં મુખ કરી ઊભાં અને માથૂં નમાવી નમસ્કાર કર્યા. પછી મહારાજને-શું કહાવવૂં તેના વિચારમાં પડ્યાં; અને

[ અનુષ્ટુપ. ]

વિચારી ચિર કે'વાનૂં નિર્ધારી ઓઠ હાલિયા,
ત્યાં દૂમે કંઠ રૂંધાયે અબોલ્યાં ચાલતાં થયાં. ૧૪

[ રાજા ] હં ! 'અબોલ્યાં ચાલતાં થયાં'? [ રાજાને ઝોબો આવે છે. ]

[ સુમંત્ર સત્વર કંચુકીને બાજુ ઉપર ] બાલાકિ ! અમાત્યોને કહો કે છેલ્લે ક્યારે પાણી છે.

[ કંચુકી સુમંત્રને બાજુ ઉપર ] આ ચાલ્યો. [ જાય છે. ]

[ રાણીઓ ] મહારાજ ! મહારાજ ! હઇયૂં હાથ રાખી સ્વસ્થ થાઓ. [ ઓબો વાળવાના ઉપચાર કરવા મંડી જાય છે. ]

[ રાજા ઓબો વળતાં ]

[ અનુષ્ટુપ. ]

દેખતો હૂં નથી, દેવી ! અડાડો હાથ. છો કહીં ?
ગયેલૂં રામમાં વાળ્યૂં વળતૂં મન છે નહિ. ૧૫

વત્સ રામ !

[ શાર્દૂલવિક્રીડિત. ]

સોંપી રાજ્ય તને, પ્રજા સુનૃપના યોગે નચિંતી કરી,
તારી ઋદ્ધિ સજાવવા અનુજને ખાંતે તને ભાળવી,
ધાર્યૂં'તૂં મનમાં તપોવન વિશે રે'વા જઇ મેં; તહીં
દેવીએ લઘુ નેત્રના નિમિષમાં સૌ ધૂળ વાળ્યૂં સહી ! ૧૬

સુમંત્ર ! કૈકેયીને કહો, કે

[ અનુષ્ટુપ. ]

થાઓ રાજી : ગયો રામ. જાય છે જીવ નીકળી;
તેડો ભરતને વેગે; ભૂંડાઇ તમ રો' ફળી ! ૧૭

[ સુમંત્ર ] આજ્ઞા મહારાજની. [ જાય છે. ]

[ રાજા ફાટી આંખે ઉન્માદમાં ] અહોહો ! પિતૃદેવો પધાર્યા. રામના સમાચાર સાંભળી સંતપ્ત બનેલા મારા હૃદયને એ આશ્વાસન આપવા આવ્યા હશે. અરે !

[ પુષ્પિતાગ્રા. ]

હરિસુહૃદ દિલીપ આ. અરે! આ<br>
રઘુ. મુજ પૂજ્ય પિતા અજે ખરે આ.<br>
ક્યમ દરસન દીધ? ઊર્ધ્વ લોકે<br>
મમ તમ શું વસવા સમો થયો કે? ૧૮

રામ! વૈદેહી! લક્ષ્મણ! હું પિતૃલોકમાં સિધાવું છું. પિતૃદેવો! હું આવ્યો. [ જીવ જતો રહે છે. ]

[ સર્વે ] ઓ મહારાજ રે! ઓ ઓ ઓ!

[ પડદો પડે છે. ]

इति दुर्मरणं नाम द्वितीयोऽङ्कः ।

# પ્રતિમા.

## વિષ્કંભક ૩.

[ સુધાકાર પ્રવેશ કરે છે. ]

[ **સુધા૦** ] ભટ સંભવકે ફરમાવેલું બધું એ કામ હું કરી રહ્યો. હવે જરા આરામ લેઉં. [ સુએ છે. ]

[ એવામાં રાજસેવક સંભવક પ્રવેશ કરે છે. ]

[ **સંભ૦** ] કમબખ્ત ! ઘોંટે છે કે ? [ લાત લગાવી દે છે. ]

[ **સુધા૦** ઊભો થઈ જઈ હાથ જોડી ] દાસનો કંઇ વાંક, માબાપ ?

[ **સંભ૦** ] ના રે, તારો તલભારે વાંક નથી ! મેં તને ફરમાવ્યું હતું, તેમાંનું તે શું કર્યું છે ? સ્વર્ગવાસી મહારાજ દશરથની પ્રતિમાના દર્શનાર્થે રણવાસથી ત્રણે રાણીસાહેબ અબઘડીક પધારશે.

[ **સુધા૦** ] માબાપ, જુઓ તો ખરા. ગભારામાં કબૂતરે તાંતણા ને તરણાંનાં તોરણો બાંધ્યાં હતાં તે કાઢી નાંખ્યાં છે; ભીંતોએ રાતાચંદનના હાથા દીધા છે; બારણે ફૂલના હાર લટકાવ્યા છે; અને આંગણામાં વેળુ પાથરી છે. કહો, શું મેં અધૂરૂં રાખ્યું છે ?

[ **સંભ૦** ] ત્યારે તું સુખે જા ઘેરઃ તથા હું જઉં અમાત્ય પાસે અને જાહેર કરૂં, કે બધું એ કહ્યા પ્રમાણે કર્યું છે.

[ બંને જાય છે. ]

---

# પ્રતિમા.

## અંક ૩.

[ સારથિ સાથે રથારૂઢ ભરત પ્રવેશ કરે છે. ]

[ **ભરત** ચિંતાતુર હૃદયથી ] સારથિ ! હું વરસોનાં વરસો થયાં મોસાળમાં હતો, તેથી અયોધ્યાના સમાચારથી અજાણ્યો છું. હવણાં જ મેં સાંભળ્યું, કે મહારાજનું શરીર બહુ અસ્વસ્થ છે. તમે મને કહો, એમને

[ શિખરિણી. ]

થયું છે શું ?

**[ સારથિ ]**

પીડા અતિ વિષમ છે ભીંતર હૃદે.

**[ ભરત ]**

કહે છે શું વૈદ્યો ?

**[ સારથિ ]**

'ગતિ અમ અહીં છે નહિ' વદે.

**[ ભરત ]**

ક્ષુધા નિદ્રા છે ને ?

**[ સારથિ ]**

વણ અશન લોથે ક્ષિતિતળે.

[ ભરત ]

વળે વેળા ?

[ સારથિ ]

વાળે વિધિ !

[ ભરત ]

ઝટ કરો. ચિત્ત વિછળે. ૧

[ સારથિ ] આજ્ઞા, આયુષ્માન. [ રથ પૂરપાટ હાંકે છે. ]

[ ભરત ] અહો ! શો રથનો વેગ છે ! એને લીધે

[ શિખરિણી ]

દ્રુમો દોડ્યાં જાયે અવ; પરિધિમાં દૂર ધરતી
પડે પૂરે વાધી સરિત સરિખી, અંતર ફિટી;
ટળે આરા; જામે વરતુળ વળી ચક્રગતિથી;
અને ઊડે મ્હોરે પથરજ, નથી પૂંઠળ થતી. ૨

[ સારથિ ] આયુષ્માન ! હવે અયોધ્યા પાસે છે. આ ઘટ્ટ છાયાવાળાં વૃક્ષોનો ઘેર એ કહી આપે છે.

[ ભરત ] બહુ સારૂં. સ્વજનને મળવાના ઉમંગે મને અધીરો બનાવ્યો છે. મારા ઊતાવળા મનને તો ભણકારા વાગી રહ્યા છે, કે જાણે હું ઘેર પ્હોંચ્યો અને

[ મેઘમાલા. ]

જનક ચરણમાં પડ્યો હું; ગ્રહી
હાથ ઊઠાડિયો સદ્ય તાતે મને;
પરમ ઉમળકે મળ્યા ભ્રાત;
હર્ષાશ્રુએ માતનાં હું ન્હવાયો તને;

'નરપતિ સરિખા થયા', 'ખીલિયૂં
અંગ', 'ઊંચા વધ્યા એ', વખાણ્યો જને;
'હહહહ હસિયા અનેરી જ
વાણી અને વેષ લેખી લહૂં લક્ષ્મણે. ૩

[ સારથિ સ્વગત ] અહા ! કુમાર વ્હેલા વ્હેલા અયોધ્યા પ્હોચી જવા તલપી રહ્યા છે, પણ એ જાણતા નથી કે મહારાજ તો મરી ગયા છે અને એમના મનના મનોરથ મિથ્યા નીવડનારા છે ! હૂં જાણું છું, પણ મારાથી કેમ કહેવાય ?

[ અનુષ્ટુપ. ]

વડા ઐશ્વર્યના લોભે માજીએ રાજ્ય માગિયૂં;
વર્ષ ચૌદ વને રે'વા અગ્રજે ઘર ત્યાગિયૂં; ૪
અને પ્રાણ પિતાજીએ તજિયા પરિતાપથી.
વિપરીત થઈ વાત ? કોનાથી જાય એ કથી ? ૫

[ એવે કેકયનો રાજસેવક પ્રવેશ કરે છે. ]

[ રાજસે૦ ] જય કુમારશ્રીનો.

[ ભરત ] કેમ, શત્રુઘ્ન આવી પ્હોચ્યો ?

[ રાજસે૦ ] કુમાર નજીકમાં જ છે. મને પૂજ્ય ઉપાધ્યાયે આપની હજુરમાં આગળ મોકલ્યો છે. એમણે કહાવ્યૂં છે,

[ ભરત ] શૂં વારૂ ?

[ રાજસે૦ ] કે કૃત્તિકા નક્ષત્ર હજુ એક ઘડી પ્હોચે છે. એ ઊતર્યા પછી રોહિણી નક્ષત્રમાં કુમાર અયોધ્યામાં પ્રવેશ કરજો; ઊતાવળ ન કરશો.

[ ભરત ] ઠીક, એમ કરીશ. ગુરુશ્રીનૂં વચન મેં કદી લોપ્યૂં નથી. તમે જાઓ.

[ રાજસે૦ ] આજ્ઞા કુમારની. [ જાય છે. ]

[ ભરત ] હવે મારે ક્યાં થોભવું ? હાં, પણે ઝાડની ઘટામાં મંદિર દેખાય છે, ત્યાં ઘડી થોભું. એથી બે કામ સધાશે, દેવનાં દર્શન કરાશે અને વીસામો ખવાશે. શિષ્ટાચાર છે કે વીસામો ખાઈને નગરમાં પ્રવેશ કરવો. સારથિ ! રથ રાખો.

[ સારથિ ] આજ્ઞા, આયુષ્માન. [ રથ રાખે છે. ]

[ ભરત રથથી ઊતરી ] રથ એકાંત સ્થળે લેઈ જઈ ઘોડાઓને વીસામો ખવરાવો.

[ સારથિ ] આજ્ઞા, આયુષ્માન. [ રથ લેઈને જાય છે. ]

[ ભરત મંદિર પાસે આવી પ્હોચતાં ] અહો ! પરથારમાં સુંદર આકારના પુષ્પ અને લાજાના ચોક પૂર્યા છે. ભીંતોએ રાતા ચંદનના હાથા દીધા છે. બારણે ફૂલના હાર લટકાવ્યા છે. આસપાસ આંગણામાં વેળુ પાથરી છે. આ તે પર્વપૂજા હશે કે પરમ આસ્થાની નિત્યપૂજા ? કયા દેવનું આ મંદિર હશે ? ત્રિશૂળ કે ગરુડધ્વજ જેવું બાહ્ય ચિહ્ન કંઇ છે નહિ. અંદર જઈશ, એટલે સમજાશે. [ પ્રવેશ કરીને ] અહા ! પાષાણોમાં ઘડતરની સફાઈથી શી મધુરતા સ્ફુરે છે ! આકૃતિઓમાં શી ભાવમયતા ઝળકે છે ? મૂર્તિઓ દેવતાઈ છતાં એવી છે કે મનુષ્યને ન ભય કે સંકોચ ઊપજે. આ ચતુર્વ્યૂહ કયા દેવોનો હશે ? એ જે દેવ હોય, તે હો; મારા મનમાં તો બહુ ભાવ ઊભરાય છે.

[ અનુષ્ટુપ. ]

દેવ છે પૂજ્ય; નમવા જોગ છે એ. ખરૂં, ખરૂં,
વણ મંત્ર નમસ્કાર શબ્દની રીતનો કરૂં. ૬

[ એવે મંદિરનો સેવક આવે છે. ]

[ સેવક ] પ્રતિમાગૃહમાં કોઈ પુરુષ છે. એનાં રૂપ અને આકૃતિ લગભગ પ્રતિમાઓને મળતાં છે. નિત્યસેવા કરી હું જમવા ગયો હતો, તે દરમિયાન એ આવ્યો હોવો જોઇયે. એ કોણ હશે? મંદિરમાં જાઊં અને જોઊં. [ અંદર દાખલ થાય છે. ]

[ ભરત ] નમસ્કાર!

[ સેવક ] અરે રહો, એમને એમ નમસ્કાર નથી કરવાનો.

[ ભરત ] કાં, ભાઇ?

[ અનુષ્ટુપ. ]

શા માટે અટકાવો છો? અમમાં કંઇ નેષ્ટ છે?
પૂજામાં ઇષ્ટ વ્રત કો કે કો વિધિ વિશિષ્ટ છે? ૭

[ સેવક ] એવા કોઇ કારણને લીધે હું દર્શન રોકતો નથી. પરંતુ દેવતા ધારી તમે નમસ્કાર કરતા હતા, તે નમસ્કારની જરુર ન હોવાને લીધે તેની જ ના પાડું છું.

[ ભરત ] ઠીક. મને કહેશો, આ કોણ છે?

[ સેવક ] એ ઇક્ષ્વાકુઓ છે.

[ ભરત હર્ષ સાથે ] ઇક્ષ્વાકુઓ તો અયોધ્યાના રાજાઓ. એઓ તો જગત્પ્રસિદ્ધ છે,

[ સુવદના. ]

સ્વીકારી દેવસેનાપતિપદ દળિયા જેણે દનુજને;
સાથે લેઈ સ્વદેહે નગરજન, ગયા જે સ્વર્ગસદને;
જેઓએ લીધ જીતી અતુલ ભુજબળે ચોખૂંટ ધરણી;
ઇચ્છાજીવ્યું જ જીવ્યા ચિરતર, લિહ જે લોપી યમતણી. ૮

અહા! અણધાર્યો મને એમને ઓળખવાનો મહાન લાભ મળ્યો. કહો, આ કોણ?

[ સેવક ] સર્વ રત્ન સંપાદન કરી જેણે **विश्वजित्** યજ્ઞ કર્યો હતો, તે આ દિલીપ.

[ ભરત ] નમસ્કાર એ સૂત્રકારનાં વચન પાળનાર ધર્મિષ્ઠને. કહો, આ કોણ ?

[ સેવક ] હજારો વિપ્રોનું પુણ્યાહવાચન કરાવી જે સૂતા અને ઊઠી હજારો વિપ્રોનું પુણ્યાહવાચન કરાવતા, તે આ રઘુ.

[ ભરત ] નમસ્કાર એ ભૂદેવોને રાજ્યફળ દેઈ દેનાર પુણ્યશાળીને. કહો, આ કોણ ?

[ સેવક ] રાણીના શોકમાં જેણે રાજ્ય ત્યાગ કર્યું હતું, તે આ અજ.

[ ભરત ] નમસ્કાર એ સ્તુત્ય શોકમગ્નને. [ દશરથની પ્રતિમા જોઈ વ્યગ્ર બનતો ] ગુણાનુવાદમાં ચિત્ત મગ્ન થયાથી નામ ધ્યાનમાં ન રહ્યાં. કહો, આ કોણ ?

[ સેવક ] આ દિલીપ.

[ ભરત સ્વગત ] હાં, એ મહારાજના પ્રપિતામહ. [ પ્રગટ ] પછી ?

[ સેવક ] આ રઘુ.

[ ભરત સ્વગત ] એ મહારાજના પિતામહ. [ પ્રગટ ] પછી ?

[ સેવક ] આ અજ.

[ ભરત સ્વગત ] એ મહારાજના પિતા. [ પ્રગટ ] શું કહ્યું ? દિલીપ, રઘુ ને અજ ?

[ સેવક અંગુલિનિર્દેશ સાથે ] હા, દિલીપ, રઘુ ને અજ.

[ **ભરત** ] આર્ય ! તમને સ્હેજ પૂછું છું. વિદ્યમાનની પ્રતિમા મૂકાય છે કે ?

[ **સેવક** ] ના જી, ગત થયેલાની જ મૂકાય છે.

[ **ભરત** ] લો, બેસો. હું જઈશ હવે.

[ **સેવક** ] રહો, રહો.

[ અનુષ્ટુપ. ]

પૃથ્વી ને પ્રાણ પલ્લામાં દીધાં દશરથે દઈ–
તેમની પ્રતિમા આ જે, પૂછો તે માટ કાં નહિ ? ૯

[ **ભરત** ] હહા ! તાત ગયા જ. હૃદય ! સમાચાર જાણવાને તૂં તલપી રહ્યૂં હતૂં તે બેસ હેઠૂં હવે.

[ માલિની. ]

સભય ધડકતું જે માટ, તે તાતકેરૂં
મરણ – સુણ – થયૂં છે. ધૈર્ય શે'વૂં વડેરૂં.
કુકથન મુજને હા ! શુલ્કનૂં લાગુ હોઈ
અવિતથ ઠરતાં તે પાપ દેવૂં વ ધોઈ. ૧૦

[ **સેવક** સ્વગત ] અરે ! આ બોલવૂં તો ઇક્ષ્વાકુવંશના રાજકુમારનૂં જ સંભવે છે. [ પ્રગટ ] આપ મહારાજ દશરથના પુત્ર ભરત છો, નહિ વારૂ ?

[ **ભરત** ] હા.

[ **સેવક** ] હું હવે આપની રજા લેઈશ.

[ **ભરત** ] રહો, આર્ય, બધૂં એ મને કહો, પછી જાઓ.

[ સેવક ] લાચાર. સાંભળો. સીતા અને લક્ષ્મણ સાથે રામ વન ગયા છે.

[ ભરત ] શું, શું? આર્ય વન ગયા? [ મૂર્છા પામે છે. ]

[ સેવક ] કુમાર! સ્વસ્થ થાઓ, સ્વસ્થ થાઓ. [ અંચળો વા નાંખે છે. ]

[ ભરત શુદ્ધિમાં આવી ] હહા

[ અનુષ્ટુપ. ]

પડ્યા તાત. ગયા ભ્રાતા મેલી મ્હેલ વનાંતરે.
અયોધ્યા અટવી તુલ્ય ખાવા ધાશે મને ખરે. ૧૧

તેમ છતાં એ

તૃષાતુર ધસે જેમ નીર વોણી નદી ભણી,
વિરહાતુર હું તેમ ધાઊં સૂની પુરી ભણી! ૧૨

આર્ય! સવિસ્તર કહો, તો મારૂં હૃદય ઊથલપાથલ થતું મટે. કંઈ એ શેષ રાખ્યા વગર બધું મને અથઇતિ કહો.

[ સેવક ] સાંભળો. કુમારશ્રી રામને મહારાજ રાજ્યાભિષેક કરતા હતા, તે અવસરે કહે છે કે આપનાં જનનીએ માગણી કરી, કે— [ ખંચાય છે. ]

[ ભરત ] રહો. હું કહું.

[ સુવદના. ]

પહ્લાનો દાવ સાધી 'નૃપતિ ભરતને કીજે' મુખ વદી
તે ધાર્ષ્ટ્યે આર્ય પ્રત્યે 'સુત! વન વસિયે' ભાખ્યું વધુ વધી.
ધારંતાં વલ્કલો તે વણ મરણ મુઆ તાતે ટળવળી.
તેણે લોકો કરે છે અતિ ઘટિત મને ફિટ્કાર કકળી. ૧૩
[ મૂર્છિત થઇને પડે છે. ]

[ નેપથ્યે ] આઘા, ભાઇઓ, આઘા. રસ્તો ખાલી કરો.

[ સેવક ] અહો,

[ અનુષ્ટુપ. ]

થાતાં કુંવર બેશુદ્ધ આવ્યાં દેવી સમા સર.
સારશે જળનો અર્ઘ મૂર્છામાં માતનો કર. ૧૪

[ એવે રાણીઓ અને સુમંત્ર પ્રવેશ કરે છે. ]

[ સુમંત્ર ] આમ પધારિયે. જેમાં મહારાજ પ્રતિમારૂપે બિરાજે છે, તે આ પ્રતિમાગૃહ.

[ વંશસ્થવિલ. ]

ચણે હવેલી જન ઉચ્ચ જે ઘણી,
બરાબરી તે ય કરે ન એહની:
ન બારણાં બંધ, ન રોકણી રજે,
પ્રણામ–ચિંતા વણ પાન્થસેવ્ય જે. ૧૫

[ અંદર પગ મૂકતાં ] રહો. આપ અંદર ન આવતાં.

[ અનુષ્ટુપ. ]

અહીં કોઇ પડેલો છે યૌવનસ્થ નૃપાળ શો.

[ સેવક ]

કુમારશ્રી ભરત છે–એ– પરાયો ન ભાળશો. ૧૬

[ એવું કહીને તે જતો રહે છે. ]

[ રાણીઓ ] ઓ દીકરા ભરત રે ! [ દોડી આવે છે. ]

[ ભરત કંઇક શુદ્ધિમાં આવી મીંચેલી આંખોએ ] આર્ય !

[ સુમંત્ર ] અહો ! સ્વર શો મહારાજના સ્વરને મળતો છે ! જાણે પ્રતિમાગત મહારાજ જ બોલ્યા, એમ ભાસે છે.

[ ભરત ]–મારાં માજીઓની શી દશા છે ?

[ રાણીઓ ] દીકરા ! દીકરા ! [ આંખમાં આંસુ સાથે શરીરે હાથ ફેરવે છે. ]

[ સુમંત્ર ] ધીરાં, બા, ધીરાં.

[ ભરત આંખો ઊઘાડી ] તાતની પાસે ને પાસે જોયેલા, તેથી ભાસ થાય છે કે તમે તાત સુમંત્ર છો, નહિ વારૂ ?

[ સુમંત્ર ] હા, કુમાર, સુમંત્ર છૂં. અફસોસ !

[ ઉપજાતિ. ]

મેં સૂત સૂના રથના થઈને
–રાજા જતાં–પ્રાણ ધરી રહીને
કૂડી રળી કીર્તિ કૃતઘ્નતાની
દીઠી ખરાબી બહુ જીવવાની ! ૧૭

આ કુમારશ્રી રામનાં માતુશ્રી મહાદેવી કૌશલ્યા છે.

[ ભરત ] માજી ! નિરપરાધી ભરતના નમસ્કાર.

[ કૌશલ્યા ] વત્સ ! સંતાપમુક્ત હજો.

[ ભરત ] આશિષ માથે ચડાવૂં છૂં, માજી.

[ સુમંત્ર ] આ કુમાર લક્ષ્મણનાં માતુશ્રી દેવી સુમિત્રા છે.

[ ભરત ] માજી ! લક્ષ્મણે વ્હવાયલા ભરતના નમસ્કાર.

[ સુમિત્રા ] વત્સ ! યશોભાગી હજો.

[ ભરત ] આશિષ માથે ચડાવૂં છૂં, માજી.

[ સુમંત્ર ] આ તમારાં માતુશ્રી–

[ ભરત ] અરે દુષ્ટ મા !

[ અનુષ્ટુપ.

રૂડાં આ મુજ માજીમાં ભાત પાડો તમે સહી.
ગંગા ને યમુના સંગે નદી ક્ષુદ્ર નભે નહિ. ૧.

[ કૈકેયી ] વત્સ ! મેં શું કુત્સિત કર્યું, કે તું મને તરછોડે છે ?

[ ભરત ] 'શું કર્યું ?' અરે તમારાં કૃત્યે તો

[ હરિણી. ]

વલ્કલ ધર્યાં આર્યે, રાજા ગૃહે ગુજરી ગયા;
મૃગ સહ વસ્યા ભ્રાતા; આર્યા શ્રમાર્ત ભમી થયાં;
અપજસ લહ્યો મેં; માતુશ્રી વહે ટવળી રહ્યાં;
જન નગરના રોયા;

અને સાથે

ફિટ્ ફિટ્ તમે ય બધે હવાં ! ૧૯

[ કૌશલ્યા ] વત્સ ! વિવેક કોરે મૂકી તું માતુશ્રીને નમસ્કાર કરતો નથી, એમ કેમ ?

[ ભરત ] માજી ! મારાં માતુશ્રી જે તમે એ, તેમને મેં નમસ્કાર કર્યા.

[ કૌશલ્યા ] એ તો ઠીક, વત્સ. પણ આ તારાં જનની–

[ ભરત ] એ મારાં જનની ? પૂર્વે હતાં; હવે નહિ. જુઓ, માજી !

[ શાલિની. ]

આડે માર્ગે જે ચડી જાય પુત્ર,
તોડી નેડો તે કરાયે અપુત્ર.

ધારો પાડૂં હું ય, કે છેહ માતા
ભર્તાને દે તે કરાયે અમાતા. ૨૦

[ કૈકેયી ] વત્સ ! મહારાજનૂં વચન મિથ્યા ન થાય એટલા માટે મેં તો માગણી કરી હતી,

[ ભરત ] કે ?

[ કૈકેયી ] કે પુત્ર ભરતને રાજ્ય આપો.

[ ભરત ] રહો.

[ અનુષ્ટુપ. ]

શું આત્મજ પિતાજીના આર્ય ઔરસ છે નહિ ?
રાજ્યના અધિકારી કે ક્રમે એ શૂં નથી કંઇ ? ૨૧
અનુજાના ઉપર કે એમનૂં હેત છે ન શૂં ?
અયોધ્યાની પ્રજાને કે, કહો, એહ રુચે ન શૂં ! ૨૨

[ કૈકેયી ] વત્સ ! મહારાજે પલાના સંબંધમાં વચન આપ્યૂં હતૂં, તેની તને ખબર છે ? પૂછે, તો કહૂં.

[ ભરત ]

[ અનુષ્ટુપ. ]

પલ્લામાં પરઠેલૂં તે રાજ્ય લીધૂં ભલે લઈ.
પરંતુ આર્ય ને આર્યા સજાવી વલ્કલો સહી ૨૩
પાળાં રાને રઝળતાં કીધાં દેશવટો દઈ.
તે એ તેમાં, કહો, ભેળૂં કબૂલેલૂં હતૂં કંઇ ? ૨૪

[ કૈકેયી ] અવસરે એનો ખુલાસો હૂં તને કરીશ, દીકરા.

[ ભરત ]

[ માલિની. ]

નૃપતિ-વિભવકેરો જો હતો કોડ હૈયે,
કરત નૃપ ન તો શું પૂર્ણ સર્વસ્વ દૈ એ ?
અધમ તમ જ લોભે રાજ્ય એ'વું હતું જો,
અપજસ મળવા કાં નામ મારૂં અહૂં તો ? ૨૫

કદાપિ

[ અનુષ્ટુપ. ]

રાજમાતા થવાનો જો ઓરિયો ઉરમાં હતો,
કહો વારૂં, નથી કાંઇ આર્ય એ તમ પુત્ર તો ? ૨૬

અફ્સોસ !

[ શિખરિણી. ]

તમે લોભે લેખ્યૂ ન જ નૃપતિનૂં દુર્મરણ; ને
તમે કાઢ્યો મોટો સુત 'વસ વને, વત્સ !' વચને;
તમે કીધાં આર્યા વલકલ વહંતાં; પણ કયમે
ન ભેદાયૂં હૈયૂં રચિત વિધિએ વજ્ર વિષમે ! ૨૭

[ એવે દાસી આવી સુમંત્રના કાનમાં કંઇ કહીને જાય છે. ]

[ સુમંત્ર ] કુમાર ! ભગવાન વસિષ્ઠ અને વામદેવ પ્રજાજન સમેત અભિષેકને ઉદ્દેશીને કહાવે છે, કે

[ અનુષ્ટુપ

ધેનના ધણુના જેવા હાલ ગોપાલના વિના,
જનના ગણના તેવા હાલ ભૂપાલના વિના. ૨૮

[ ભરત ] પ્રજાજનને કહો, કે આવે મારી વાંસે.

[ સુમંત્ર ] કુમાર કયાં પધારો છો ?

[ ભરત ]

[ અનુષ્ટુપ. ]

બંધુવત્સલ જ્યાં આર્ય હશે એ, ત્યાં જઇશ હૂં.
એ ન જ્યાં, ના અવધ તે; જ્યાં એ, અવધ તે લહૂં. ૨૮

વ જાય છે. ]

इति प्रतिमादर्शनं नाम तृतीयोऽङ्कः।



# પ્રતિમા.

## વિષ્કુંભક ૪.

[ બે દાસીઓ પ્રવેશ કરે છે. ]

[ **વિજયા** ] બહેન ! આજે મહાદેવી કૌશલ્યા વગેરે રાણીઓ મહારાજની પ્રતિમા જોવાને પ્રતિમાગૃહે ગયાં હતાં ત્યાં, કહે છે, તેમને કુમાર ભરતનો મેળાપ થયો ?

[ **નંદિનિકા** ] હા, બહેન.

[ **વિજયા** ] ત્યારે કુમારે આપણાં બાસાહેબ સાથે શી વાત કરી ?

[ **નંદિનિકા** ] 'શી વાત કરી ?' પૂછે છે ? એમણે તો બાસાહેબના સામું એ જોયું નહિ, અને

[ **વિજયા** ] ભૂંડું કર્યું. બાસાહેબે રાજ્ય માગી વિધવાપણું વ્હોર્યું, અને લોકમાં અપકીર્તિ લીધી.

[ **નંદિનિકા** ] અરે સાંભળ તો ખરી, બ્હેન. પ્રજાજનને અભિષેક લેઈને વાંસે આવવાનું કહીને એ તો બારોબાર રામના તપોવને ચાલ્યા ગયા.

[ **વિજયા** ] હેં ! એ ચાલ્યા ગયા ! બહુ ખોટું કર્યું. ચાલ, બહેન, બાસાહેબ પાસે જઈયે. એઓ ભારે સોસ કરતાં હશે.

[ બંને જાય છે. ]



# પ્રતિમા.

## અંક ૪.

[ સારથિ સાથે રથારૂઢ ભરત અને સુમંત્ર પ્રવેશ કરે છે. ]

[ ભરત ]

[ વસંતતિલકા. ]

ભાથું લઈ સુકૃતનું નૃપ સ્વર્ગ જાતાં,
પૌરો દગે જળભરી મુજ પૂંઠ થાતાં,
જે સૃષ્ટિના અપર ચંદ્ર જ રામ નામે,
તેના જઉં દરસને તપના સુધામે. ૧

[ સારથિ સ્વગત ] અહો જેવા પિતા, પિતામહ અને વડિલ બંધુ, તેવા જ આયુષ્માન ભરત છે.

[ વસંતતિલકા. ]

દૈત્યોતણાં દળ દળંતતણા સુપુત્ર,
યજ્ઞાર્થ ઋદ્ધિ ઠલવંતતણા પ્રપુત્ર,
ને તાતના વચનને વશ રામકેરા
છે ભ્રાત, અગ્રજતણા પગલે જનારા. ૨

[ ભરત ] તાત ! મહારાજના સુપુત્ર આર્ય રામ ક્યાં રહે છે ?—

[ અનુષ્ટુપ. ]

જેણે રાજ્ય તજ્યૂં ઇચ્છી મારાં માની પ્રસન્નતા
અને બાપતણો બોલ કરિયો સત્ય સર્વથા. ૩

[ સુમંત્ર ] આ નિકટના આશ્રમમાં.

[ અનુષ્ટુપ. ]

અહીં રામ અને સીતા અને લક્ષ્મણ, એ ત્રણે
સત્ય ને ભક્તિ ને શીલ મૂર્તિમંત વસે વને. ૪

[ ભરત ] સારથિ ! ત્યારે રથ રાખો.

[ સારથિ રથ રાખે છે; એટલે ભરત અને સુમંત્ર રથથી ઊતરે છે. ]

[ ભરત ] સારથિ ! રથ એકાંત સ્થળે લેઇ જઈને ઘોડાઓને વીસામો ખવરાવો.

[ સારથિ ] આજ્ઞા, આયુષ્માન. [ રથને લેઈને જાય છે. ]

[ ભરત ] તાત ! આર્યને ખબર કરો,

[ સારથિ ] શું કહૂં, કુમાર ?

[ ભરત ] કે રાજ્યલોભી કૈકેયીનો પુત્ર આવ્યો છે.

[ સુમંત્ર ] કુમાર ! ન્હાને મ્હોડે વડાંનો વાંક ગાવો ઘટે નહિ.

[ ભરત ] ઠીક કહો છો. પારકાંનો દોષ પ્રકાશવો યોગ્ય નહિ જ. ત્યારે એમ કહો કે ઇક્ષ્વાકુકુળમાં હીણો નીવડેલો ભરત આવ્યો છે.

[ સુમંત્ર ] કુમાર ! આ જીભે એવું કહ્યું જાય નહિ. માત્ર 'ભરત આવ્યો છે' એટલૂં કહૂં.

[ ભરત ] ના, ના, એમ નહિ. નછરૂં નામ દીધે તો, હૂં નઘરોળ છૂ ને મને કંઇ પશ્ચાત્તાપ થતો નથી, એવો ભાસ થાય. માટે હૂં ખબર કરૂં છૂં; તમે ન કરશો. અરે ! પિતાનૂં વચન રાખનાર આર્યને વીનવો, કે

[ અનુષ્ટુપ. ]

કો ક્ષુદ્ર અપરાધી ને નગુરો નગણો છતે
ભક્તિભાવિત આવ્યો છે દર્શને. જાય કે રહે ? ૫

[ એવે સીતા અને લક્ષ્મણ સહિત રામ પ્રવેશ કરે છે, ]

[ રામ ] વત્સ લક્ષ્મણ ! સાંભળે છે ?

[ પ્રહર્ષિણી. ]

કોનો આ સ્વર ઘનનાદ જીતનારો,
તાતશ્રીસ્વર સરખો ગભીર ઘેરો ?
શંકા એ અનુજતણી ઉરે ભરે છે
ને કર્ણે ઝરણુ જ નેહનાં ઝરે છે. ૬

[ લક્ષ્મણ ] આર્ય ! એ સ્વર કાને પડતાં મારા હૃદયમાં પણ જેવો બંધુજનના પ્રત્યે ઊપજે તેવો જ ભાવ ઊભરાય છે.

[ શિખરિણી. )

અહા શો એ ઘેરો, ઉર ત્યમ ગળે અસ્ખલિત શો,
ભર્યો ને માતેલા વૃષભ સુર શો ગાઢ, મધુરો,
મુખે ચોખા વર્ણો વિવિધ રણકા ભેર ખરતો,
વસે હૈયે રૂડો અભયકર વિશ્વે વિહરતો ! ૭

[ રામ ] બાંધવથી ઇતરનો એ સ્વર હોય જ નહિ. મારૂં હૃદય એનાથી દ્રવી રહ્યું છે. વત્સ, જો, તપાસ કર.

[ લક્ષ્મણ ] આજ્ઞા આર્ય. [ દ્વાર તરફ જાય છે. ]

[ ભરત દ્વાર બહાર ] કોઇ બોલતૂં નથી. શું, જાણી તો નહિ ગયાં હોય, કે કૈકેયીનો પુત્ર આવ્યો છે ?

[ લક્ષ્મણ દ્વારે આવી ] અહો, આર્ય ક્યાંથી ? ના, ના, કુમાર ભરત છે. મળતા રૂપને લીધે હું ભૂલાવો ખાઊં છું. તાત સુમંત્રે જોડે છે ને.

[ સુમંત્ર ] અહો ! કુમાર લક્ષ્મણ આવે છે.

[ ભરત ] હા, પૂજ્ય બંધુ પધારે છે. આર્ય ! નમસ્કાર ભરતના.

[ લક્ષ્મણ ] વત્સ ! કલ્યાણ થાઓ, ને ઘણું જીવો .

[ ભરત ] આશિષ માથે ચડાવું છું.

[ લક્ષ્મણ ] વત્સ ! જરા રહે. હું આર્યને ખબર કરૂં. [ અંદર જઇ આર્ય !

[ અનુષ્ટુપ. ]

આવ્યો છે અવ, આદર્શ આર્યના પ્રતિરૂપ શો,
વ્હાલસોયો ભરત આ વ્હાલો બાંધવ આપનો. ૮

[ સીતા ] અહો, ભરત આવેલ છે કે, આર્યપુત્ર ?

[ રામ ] હા. [ પોતાના પ્રત્યે ] અહો !

[ અનુષ્ટુપ. ]

બંધુ જો આટલો વ્હાલો, પુત્ર તો અદકો છતે
કર્યું દુષ્કર તાત જે, આજે મેં પ્રીછિયું જ તે. ૯

[ લક્ષ્મણ ] આર્ય ! કુમારને અંદર લેઈ આવું ?

[ રામ ] વત્સ ! એમાં તે મારો અભિપ્રાય લેઈ વર્તવાનું હોય ? જા, આદરભેર તેડી લાવ વત્સને.

[ લક્ષ્મણ ] આજ્ઞા, આર્ય.

[ રામ ] અથવા, રહે વત્સ ! મૈથિલી જ જાતે જાય, અને

[ ઉપજાતિ. ]

માતા યથા પુત્રતણાં, તથા લે
ઓવારણાં વત્સતણાં સુવ્હાલે,
હર્ષાશ્રુઓ ઓસ સમાન જેને
રહ્યાં વહી અંબુજ તુલ્ય નેને. ૧૦

[ **સીતા** ] આજ્ઞા આર્યપુત્રની. [ પરિક્રમણ કરી દ્વારે ભરતને જોઈ ] અહો, આર્યપુત્ર ક્યાંથી ? હું નીકળી, તે જ ક્ષણે આશ્રમમાંથી આગળ આવીને ઊભા છે કે શૂં ? ના, ના, સમાન રૂપના વત્સ ભરતને જોઈ હું ભૂલ ખાઊં છૂં.

[ **સુમંત્ર** ] અહા, વહુવર વૈદેહી આવે છે.

[ **ભરત** ] અહો, જાનકીજી પોતે પધારે છે.

[ અનુષ્ટુપ. ]

ખણુતાં યજ્ઞની ભૂમિ સ્ત્રીરૂપે પ્રગટેલ જે
જ્યોતી, રાજા જનકના તપનૂં ફળ મૂર્ત તે. ૧૧

[ સામે જઈ ] આર્યા ! નમસ્કાર ભરતના.

[ **સીતા** સ્વગત ] માત્ર રૂપ જ નહિ, સ્વર પણ વત્સનો આર્યપુત્રના સરખો છે ! [ પ્રગટ ] વત્સ ! ઘણૂં જીવો.

[ **ભરત** ] આશિષ માથે ચડાવૂં છૂં.

[ **સીતા** ] પધારો, વત્સ, દર્શન ઝંખા રહેલા બાંધવના કોડ પૂરો.

[ **સુમંત્ર** ] પધારો, કુમાર.

[ અનુષ્ટુપ.

તમે પ્રથમ, પૂંઠે હૂં. રાજા સ્વર્ગે ગયા લહી
ધાઈને આપ આવ્યા છો રામને મળવા અહીં. ૧૨

[ **ભરત** ] ભલે, એમ કરિયે. [ સીતા વાંસે પ્રવેશ કરી ] આર્ય ! નમસ્કાર ભરતના.

[ **રામ** ] આવ, આવ, ઇક્ષ્વાકુકુમાર !

[ વસંતતિલકા. ]

છાતી કપાટ સરખી સરસી મિલાવી
દૈ સાંધ દીર્ઘ ભુજ ભોગળ શા લગાવી
મ્હો મ્હો સમૂ શરદ ચંદ્ર સમાન માડી
સંતપ્ત આ તનતણી હર પીડ ગાઢી. ૧૩

[ દૃઢ આલિંગન દેઈ માથે હાથ મૂકી ] વત્સ ! કલ્યાણ થાઓ, અને ઘણું જીવો.

[ ભરત ] આશિષ માથે ચડાવું છું.

[ સુમંત્ર પ્રવેશ કરી ] જય હો, આયુષ્માન.

[ રામ ] હહા, તાત !

[ સ્રગ્ધરા. ]

પૂર્વે સંગે લઈને દળ પરવરતાં દેવતાનાં વિમાને
'આ એ આવ્યા !' કહીને સુર અસુર રણે ચીંધતા સર્વ જેને
તે રાજા હાલ, વ્હાલા પરમ તમ સમા મિત્ર જે, તે ય પાખે
ચાખે શી રીત સ્વર્ગે સુખ પિતૃનૃપના સાથમાં એકલા તે ? ૧૪

[ સુમંત્ર ]

[ પુષ્પિતાગ્રા. ]

તમ વન વસવૂં અનિષ્ટ ભાળ્યૂં;
નરપતિનૂં અપમૃત્યુ એ નિહાળ્યૂં;
રઘુકુળ શિરછત્રહીન પેખ્યૂં;
ભરતતણું અતિ ચિત્તકષ્ટ દેખ્યૂં:

[ અનુષ્ટુપ. ]

ના સહ્યાં જાય એવાં એ :ખ દારુણ મેં સહ્યાં
ને લહ્યા બહુ જીવ્યાના ગુણો અવગુણો થયા ! ૧૬

[ સીતા સુમંત્ર પ્રતિ ] તમને જોઇને રડી પડેલા આર્યપુત્રને ાત ફરી રડાવો છો !

[ રામ ] લો, હું નથી રડતો, મૈથિલી ! તાતને ન કહો. વત્સ લક્ષ્મણ, જળ લાવ તો.

[ લક્ષ્મણ ] લાવું, આર્ય.

[ ભરત ] આર્ય ! આ અઘટિત કહેવાય. સેવાનો અધિકાર ક્રમ પ્રમાણે મારો છે. હું જળ લાવું છું. [ પાણી લેઈ આવી ] લીજિયે, આ જળ.

[ રામ જળ પ્રાશન કરી ] મૈથિલી, લક્ષ્મણનો ભાર ઊતર્યો.

[ સીતા ] વત્સ ભરતને પણ સેવાનો લાભ ઇષ્ટ છે, આર્યપુત્ર.

[ રામ ] ઠીક કહો છો. અને એમ જ છે ને. લક્ષ્મણ અહીં રહીને સેવા કરે, અને ભરત ત્યાં રહીને.

[ ભરત ] કૃપા કરો, આર્ય !

[ અનુષ્ટુપ. ]

સેવું દેહે અહીં હું ને સંદેશે મુખના તહીં.
રાજ્યને રક્ષનારૂં તો રામનામ જ છે સહી ૧૭

[ રામ ] એમ ન થાય વત્સ.

[ વંશસ્થવિલ. ]

વને વસ્યો હું ભયમુક્ત નમ્ર ને
પ્રસન્ન ચિત્ત વચને પિતાતણે.
રઘૂદ્ભવોનૂં ધન સત્ય પાળવૂં
વળી અમાર્ગે ન ઘટે ગુમાવવું. ૧૮

[ સુમંત્ર ] વારૂ, કુમારશ્રી, અભિષેકનૂં કયમ કરવૂં ?

[ રામ ] માજીના મુખનૂં વચન છે ત્યમ કરવૂં.

[ ભરત ] મીઠી કૂંળી નજરે જુઓ, આર્ય, ઘવાયલા ઉપર ઘા ન ઘટે.

[ માલિની. ]

પ્રબળ તમ પિતાજી છે જ મારા પિતાજી,
ગુણિયલ તમ માજી છે જ મારાં ય માજી;
વિકળ અનુજને તો ત્રેવડો પૂર્વ પેઠે.
પ્રભુ ! ન જ જનનીનો પુત્રને દોષ લેપે. ૧૯

[ સીતા ] વત્સ ભરતનો જીવ બહુ કલપાય છે. તમે શો વિચાર કરો છો, આર્યપુત્ર ?

[ રામ ] મૈથિલી !

[ વસંતતિલકા. ]

હૈયે વિચાર ગત તાતતણો જ આવે,
જીવ્યા ન ભવ્ય સુતના ગુણ પેખવા એ !

અરે સારા ઉપર પણ ભૂંડી સત્તા ચલાવનાર દૈવ !

ભૂંડૂં કર્યૂં, હત ! હણ્યા નૃપ ભાગ્યવાન
જોવા દઈ ન સુતના ગુણ આ મહાન ! ૨૦

માજી કૈકેયીની કૂખ દીપાવનાર વત્સ !

[ શાર્દૂલવિક્રીડિત. ]

તારૂં પૂર્ણ વિશુદ્ધ અંતર લહી રાચૂં ઘણો હૂં ઉરે.
તેં કીધો વશ ઉજળા ગુણગણે, તેં લીધ જીતી મને.

બોલ્યા બોલ પરંતુ તાત મુખ, તે મિથ્યા થવા ના ઘટે.
પામી તૂં સમ પુત્ર કેમ નૃપનાં હોયે વૃથા વેણ તે? ૨૧

[ ભરત ] તો પછી

[ વસંતતિલકા. ]

ના પૂર્ણ થાય વ્રત ઉત્કટ ભૂપકેરૂં,
હૂં ત્યાં લગી ચરણ પૂજ્યતણા જ સેવું.

[ રામ ]

હારે પિતા સુકૃત; એમ ન થાય. આણ
છે એમની; વચન તૂં મુજ, વત્સ, માન. ૨૨

[ ભરત ] આર્યે મારૂં મ્હો બંધ કરી દીધૂં. ભલે ત્યારે, હૂં રાજ્ય સંભાળીશ. પણ મારી એક પ્રાર્થના છે.

[ રામ ] શી, વત્સ?

[ ભરત ] ચૌદ વર્ષને અંતે આર્ય મારા હાથમાંથી રાજ્ય સંભાળી લો, એ જ.

[ રામ ] ઠીક છે, તેમ કરીશ, ભાઇ.

[ ભરત ] આર્ય, તમે સાંભળો છો. આર્યા, તમે સાંભળો છો. અને, તાત, તમે સાંભળો છો.

[ સર્વે ] હા, અમે એ વાતના સાક્ષી છિયે.

[ ભરત ] આર્ય બીજૂં એક જાચૂં છૂં.

[ રામ ] શૂં જોઇયે છે, વત્સ?

[ ભરત ]

[ ઇંદ્રવજ્રા. ]

આ પાદુકાઓ તમ પાયની જે,
માગૂં નમાવી શિર, તેહ દીજે.
પોતે તપો છો તપ ત્યાં લગી હૂં
આધીન આજ્ઞાધર એહનો છું. ૨૩

[ રામ સ્વગત ] ધન્ય છે ભરતને !

[ અનુષ્ટુપ. ]

દીર્ઘ કાળે જ મેં રામે ભલાઇ કંઇ કેળવી:
ભારે ભલાઇ ભરતે કાળે અત્યલ્પ મેળવી. ૨૪

[ સીતા ] આર્યપુત્ર ! ભરતની આ પહેલી જ જાચના છે, તે કબૂલ રાખવી ઘટે છે.

[ રામ ] ભલે, વત્સ, લે આ. [ પાદુકા આપે છે. ]

[ ભરત પાદુકા લેતાં ] કૃપા કરી, આર્ય. મારી એવી ઇચ્છા છે, કે આર્યની અનુજ્ઞાથી આ પાદૂકાઓ અભિષિક્ત કરિયે.

[ રામ ] તાત ! ભરતની ઇચ્છા છે તેમ કરજો.

[ સુમંત્ર ] આજ્ઞા, આયુષ્માન.

[ ભરત સ્વગત ] અહા ! કેવી આનંદની વાત !

[ શાર્દૂલવિક્રીડિત. ]

માતા હેત જણાવશે; ઉમળકો ભ્રાતાતણો વાધશે;
સ્વર્ગે ચિત્ત પિતાતણૂં ય ઠરશે; વિશ્વે જશે લાધશે;
રે'શે લોક પુરે અને જનપદે રાજી; ગવાશે ગુણે;
એ રીતે પ્રિય હૂં થઈશ, પ્રિય સૌકેરું કરી, સર્વને. ૨૫

[ **રામ** ] વત્સ ભરત ! રાજ્ય ઘડી પણ સૂનું ન મૂકાય. **માટે** આજે જ કુમારે અયોધ્યા સિધાવવું જોઇયે.

[ **સીતા** ] અરે ! આજે આવ્યા ને આજે જ જશે એ ?

[ **રામ** ] હઇયે ઊભરાઈ જતું હેત રોકી રાખવાની જરૂર છે. આજે જ કુમાર જાય અને ફતેહ કરે.

[ **ભરત** ] આર્ય ! હાલ હાલ જ મારે જવું છે.

[ અનુષ્ટુપ. ]

પ્રજા આશાભરી ઝંખે પ્રભુ ! દર્શન આપનાં;
સંતોષ્યૂં નયનો તેનાં દર્શને પાદુકાતણાં. ૨૬

[ **સુમંત્ર** ] આયુષ્માન મને શું કહો છો ?

[ **રામ** ] તાત, તમારે કુમારની સંભાળ રાખવાની, એ જ. તમે મહારાજને સ્થાને છો.

[ **સુમંત્ર** ] રખાશે તેટલી રાખીશ જ.–

[ **રામ** ] ચાલ, વત્સ, તાતને લેઇ રથે બેસ.

[ **ભરત** ] આજ્ઞા, આર્ય.

[ **રામ** ] ચાલો, મૈથિલી. ચાલ, વત્સ લક્ષ્મણ, તું પણ. **આપણે** આશ્રમના દ્વાર પર્યંત વત્સ ભરતને વળાવિયે.

[ સર્વે જાય છે. ]

## इति पादुकाग्रहणं नाम चतुर्थोऽङ्कः ।

# પ્રતિમા.

## અંક ૫.

[ સીતા પ્રવેશ કરે છે. ]

[ **સીતા** ] આશ્રમ વાળ્યો અને ફૂલના ચોક પણ પૂર્યા. હવે આ બાળેરાં વૃક્ષની દાઝ જાણી એમને પાણી પાઉં. એટલામાં આશ્રમની પ્હોચ પ્રમાણે દેવપૂજન કરી આર્યપુત્ર પધારશે.

[ **સીતા** ઊછરતાં ઝાડને પાણી પાય છે. એટલામાં દેવપૂજનથી પરવારી રામ આવે છે. ]

[ **રામ** ]

[ શાર્દૂલવિક્રીડિત. ]

હૂં આવ્યે વન તાત સ્વર્ગ વસતાં સૂની અયોધ્યા તજી<br>
ભ્રાતા લૈ અભિષેક દર્શનમિષે આવેલ, તેને તહીં<br>
મેં પાછો તવ વાળિયો શિર ધરી સૌ રાજ્યનો ભાર જે,<br>
તે રે' છે ભરતે હહા લઘુ વયે ઊપાડવો એકલે ! ૧

એની ચિંતા તો થયાં કરે છે જ. તેમાં અનેરૂં ચિંતાનૂં કારણ ઊમેરાયૂં છે. એનૂં કેમ કરવૂં, તેનો તોડ સારૂં જાઉં વૈદેહી પાસે. એ ક્યાં હશે ? [ ઝાડના ક્યારાઓ તરફ નજર જતાં ] આ વૃક્ષોના મૂળ તાજાં સીંચ્યાં છે, તે જોતાં એ છેટે હોવાં ન જોઇયે.

[ હરિણી. ]

હજુ જળ ભમે ક્યારાઓમાં ય ફીણભર્યૂં નર્યૂં.<br>
ન ખગ તરસ્યા પાએ પેખી ય તે અણુનીતર્યૂં.

જળમય દરે ભીના કીડા સ્થળે અજળે ચડે.
ગરર ગરતા નીરે રેખા નવીન પડે થડે. ૨

[ આસપાસ નજર ફેરવતાં ] અરે, વૈદેહી તો ઓ રહ્યાં. કેવી દૈવની ગતિ !

[ ઉપજાતિ. ]

ન દર્પણે જે ધરતાં કરે, તે
સીતા ભરેલા ઘડુલા વહે છે !
અી ને લતાની સુકુમારતાને
લે રાન દે છે કઠણાઇ એને. ૩

[ સીતાના તરફ જાય છે. ]

[ **સીતા** રામને સામા આવતા જોઇ ] અહો, આર્યપુત્ર આવ્યા. જય જય, આર્યપુત્ર.

[ **રામ** ] મૈથિલી ! ધર્મકાર્યમાં વિઘ્ન ન થતું હોય, તો આવો, બેસો.

[ **સીતા** ] આજ્ઞા, આર્યપુત્ર.

[ બંને બેસે છે. ]

[ **રામ** ] મૈથિલી ! તમે કંઇ ખુલાસાની ઇચ્છા રાખતાં હો, એમ હું જોઉં છું. કેમ, શું છે ?

[ **સીતા** ] આર્યપુત્ર કશી વાતનો શોચ કરતા હો, એવી તમારી મુખમુદ્રા છે. કહો, એમ જ છે ને ?

[ **રામ** ] મૈથિલી ! તમારો તર્ક બરાબર છે.

[ ઇંદ્રવજ્રા. ]

દીધેલ દૈવે વસમો મહા, તે
છાતીતણો ઘાવ વધ્યા કરે છે;

આવી પડે તે વ્રણુમાં અકારાં
સંતાપનાં બાણુ અનેકધારાં! ૪

[ સીતા ]–આર્યપુત્રના એ શોચનું સ્વરૂપ જાણવા ઇચ્છું છું.

[ રામ ] આવતી કાલે પિતાશ્રીનું સાંવત્સરિક શ્રાદ્ધ સારવાનું છે. તે શ્રાદ્ધકલ્પ પ્રમાણે સારી રીતે સરાવાય, એમ પિતૃદેવો ઇચ્છે જ. તેના માટે શું કરવું, તેના શોચમાં પડ્યો છું.

[ ઉપજાતિ. ]

જેતેથકી તૃપ્ત ઉરે રહે એ;
મારી અવસ્થા કયમકે લહે એ.
તથાપિ, મોભા સર તાતના ને
મારા, વિમાંસું તિથિ સારવાને. ૫

[ સીતા ] ભરત સર્વ સંભારથી ઉત્તમ રીતે શ્રાદ્ધ સારશે અને આર્યપુત્ર આ અવસ્થામાં મળી આવતાં ફળજળથી સારશો, તે પિતાશ્રીને રુચશે.

[ રામ ] મૈથિલી !

[ અનુષ્ટુપ. ]

રાનનાં ફળ આણેલાં દર્ભે અર્પેલ દેખતાં
સ્વર્ગસ્થે તાત રડશે સ્મરણે વનવાસના. ૬

[ એવે પરિવ્રાજકના વેષમાં રાવણ આકાશમાર્ગે પ્રવેશ કરે છે. ]

[ રાવણ ]

[ માલિની. ]

યતિ નહિ જ છતાં એ તેહનો વેષ ધારી,
ખરવધ કરનારા શત્રુને દૂર કાઢી,

ઝટપટ હરવા હૂં એહની સ્ત્રી જવી ને
સ્વર રહિત ઋચાની હવ્યધારા ગ્રહૂં એ. ૭

[ પરિક્રમણ કરી નીચે નજર નાંખી ] હાં, આ રામનો આશ્રમ. ઊતરૂં પૃથ્વી પર. [ નીચે ઊતરી ] અને હવે અતિથિનો શિષ્ટાચાર ગ્રહણ કરૂં. ગૃહસ્થો ! હૂં અતિથિ છૂં.

[ રામ આશ્રમમાંથી ] પધારો, સુખે પધારો.

[ રાવણ ] વારૂં. [ સ્વગત ] વક્તાનો સ્વર ભવ્ય છે, તો તેવૂં જ ભવ્ય સ્વરૂપે સંભવે છે. [ પ્રવેશ કરે છે. ]

[ રામ ] ભગવાન ! અભિવંદન કરૂં છૂં.

[ રાવણ ] કલ્યાણ થાઓ.

[ રામ ] ભગવાન આ આસને બેસો.

[ રાવણ સ્વગત ] 'બેસો' એટલે ? મને હુકમ કરે છે એ ! ઠીક ! [ પ્રકટ ] બહુ સારૂં. [ બતાવેલે આસને બેસે છે. ]

[ રામ ] મૈથિલી ! ભગવાનના પગ પખાળો.

[ સીતા ] આજ્ઞા, આર્યપુત્ર.

[ રાવણ રાક્ષસી માયા ટળી જઈ ઊઘાડા પડવાના ભયથી ] ના રે ના. એમની પાસે પગ પખાળાવાય નહિ.

[ અનુષ્ટુપ. ]

અરૂંધતી જ ઓપે એ પત્ની તમ પતિવ્રતા.

[ રામ ] લો ત્યારે, હૂં પગ પખાળૂં.

[ રાવણ ] ના રે ના, તમારી પાસે પણ નહિ.

પત્નીવ્રતે તમે એ છો સ્ત્રીએ સત્કૃત સર્વથા. ૮

પગ પખાળવાનું કહ્યું એટલે પખાળાઈ ચૂક્યા. હું અતિથિપૂજા પામ્યો. તમે આસને બેસો.

[ રામ ] સારૂં. [ આસને બેસે છે. ]

[ રાવણ સ્વગત ] હવે હું બ્રાહ્મણોનો સંપ્રદાય અનુસરૂં. [ પ્રગટ ] હું કાશ્યપ ગોત્રનો છું. ચાર વેદ, છ અંગ, ભગવાન મનુનું ધર્મશાસ્ત્ર, મહેશ્વરનું યોગશાસ્ત્ર, બૃહસ્પતિનું અર્થશાસ્ત્ર, મેધાતિથિનું ન્યાયશાસ્ત્ર, અને પ્રચેતાનો શ્રાદ્ધકલ્પ ભણેલો છું.–

[ રામ ] શું? શ્રાદ્ધકલ્પ ભગવાન ભણેલા છો?

[ રાવણ ] બીજાં સર્વ શાસ્ત્ર મૂકીને તમે શ્રાદ્ધકલ્પ વિશે અભિરુચિ દર્શાવ્યાનું શું કારણ?

[ રામ ] ભગવાન! માથેથી પિતાનું ઢાંકણ ગયાના કારણથી એના જ્ઞાન વિશે – [ કહેતાં કહેતાં આંખો આંસુથી ભીંજાય છે ].

[ રાવણ ] બસ કરો. એ તો હું સમજ્યો. પૂછો; કંઈ પણ મનમાં ન રાખશો.

[ રામ ] ભગવાન! શ્રાદ્ધના પ્રસંગમાં પિતૃગણને શું શું વિહિત કહ્યું છે?

[ રાવણ ] શ્રદ્ધાથી આપેલું સર્વે વિહિત.

[ રામ ] શ્રાદ્ધમાં જે ખાસ વિહિત હોય તે વિશે હું ભગવાનને પૂછું છું.

[ રાવણ ] સાંભળો ત્યારે. ખડમાં દર્ભ, ખેડમાં તલ, શાકમાં કાલ, મત્સ્યમાં મહાશફર, પક્ષીમાં વાર્ધ્રાણસ, અને પશુમાં ગાય ગેંડો ઇત્યાદિ, એ સૌ મનુષ્યોને માટે ખાસ વિહિત કહ્યાં છે.

[ રામ ] ભગવાન ! ઇત્યાદિ શબ્દના પ્રયોગથી સમજાય છે, કે બીજૂ પણ છે ખરૂં.

[ રાવણ ] હા, છે. પણ તે પ્રભાવથી સાધ્ય છે.

[ રામ ] ભગવાન !

અનુષ્ટુપ. ]

થાકે જ્યાં ચાપ તપ ત્યાં, થાકે જ્યાં તપ ચાપ ત્યાં
છે, બેમાંથી ય એકે જો હોય એ સાધ્ય સૃષ્ટિમાં. ૯

[ રાવણ ] હિમાલય ઉપર પવનવેગી મૃગ થાય છે. તેમની પીઠ વૈદૂર્યની અને બીજૂં શરીર સુવર્ણનૂં હોય છે. એ પ્રત્યક્ષ શંકર ભગવાનના મસ્તકથી વહેતાં ગંગાજીના ધોધનૂં જ જળ પીએ છે. નિમિષારણ્યના વૈખાનસ વાલખિલ્ય આદિ મહર્ષિઓ એ મૃગથી શ્રાદ્ધ સારે છે. તેઓ મનમાં ચિંતવે છે, કે એ મૃગ આવીને ઊભા રહે છે.

[ વસંતતિલકા. ]

એ શ્રાદ્ધથી પિતૃગણો કૃતકૃત્ય થાયે,
ને દિવ્ય વર્ચસ ધરી સુરલોક જાયે.
ત્યાં વૈભવે અમરના વિચરે વિમાને,
નિર્લિપ્ત ક્ષુદ્ર વિષયે પર ધામ પામે. ૧૦

[ રામ ] મૈથિલી !

[ વસંતતિલકા. ]

ઊછેર છે દ્રુમ; મૃગો સુત છે; લતા છે
સાહેલડી; પ્રિય ગૃહો વન વિંધ્યનાં છે.
લીજે રજા સરવની. અવ હૈમ કુંજે
જાશું મહૌષધિતણા અતિ તેજપુંજે. ૧૧

[ સીતા ] આજ્ઞા, આર્યપુત્ર.

[ રાવણ ] કૌશલેય ! એની લોલુપતા જવા દો. એ મનુષ્યોની દૃષ્ટિએ પડતા નથી.

[ રામ ] પણ, ભગવાન, તે હિમાલયમાં રહે છે ને ?

[ રાવણ ] હા, ત્યાં જ રહે છે.

[ રામ ] ત્યારે જુઓ.

[ અનુષ્ટુપ. ]

મુજને મૃગ સોનાનો હિમાલય સમર્પશે.
આ બાણે અન્યથા એની દશા ક્રૌંચાદ્રિની થશે. ૧૨

[ રાવણ સ્વગત ] અહો ! શો આને બળનો મદ છે ! મારાથી સહ્યો જતો નથી. જોઇયે છિયે. [ પ્રગટ ] અરે વીજળી પડી કે શું ? આ ઝબકારો શાનો ? અહો કૌશલેય ! જુઓ, જુઓ, પેલો સુવર્ણમૃગ. અહીં બેઠાં જ તમારી હિમાલય સેવા બજાવે છે.

[ રામ ] એમ માં કહો.

[ અનુષ્ટુપ. ]

આવિયો અત્ર એ પોતે, તે રૂડાં ભાગ્ય તાતનાં.

વારૂ, મૈથિલી !

કહો લક્ષ્મણને કે એ જોઇયે સદ્ય શ્રાદ્ધમાં. ૧૩

[ સીતા ] આર્યપુત્ર ! વત્સ લક્ષ્મણને તમે ફરમાવ્યું હતું કે તીર્થયાત્રા કરી કુલપતિ પાછા તપોવન પધારે છે, તેમના સામો જજે; એટલે એ તો ગયેલ છે, ઘરમાં નથી.

[ રામ ] ત્યારે તો હું જ એના શિકારે જઊં છું. તમે ભગવાનનું આતિથ્ય કરજો.

[ સીતા ] આજ્ઞા, આર્યપુત્ર.

[ રામ મૃગ પાછળ જાય છે. ]

[ રાવણ સ્વગત ] અહો ! પેલા ક્ષણે અર્ઘ્યપાદ્ય લેઈ પૂજા કરવા તત્પર રામ ક્યાં, અને આ ક્ષણે ધનુષ સજી ફાળ ભરતા મૃગની પૂંઠ પકડનાર રામ ક્યાં ?

[ અનુષ્ટુપ. ]

અહા શું બળ, શું વીર્ય, ધૈર્ય શું, વેગ શો મહા !
રામવર્ણે ત્રિભુવને લહૂં યોગ્ય જ વ્યાપ્ત આ. ૧૪

શાબાશ ! મૃગ તો એક જ છલંગે બાણુના સપાટામાંથી છટકી જઈ પેઠો ગીચ ઝાડીમાં.

[ સીતા સ્વગત ] આર્યપુત્ર જતાં કરી મને અહીં ભયંકાર લાગે અને હઇયું ધડકે છે.–

[ રાવણ સ્વગત

[ અનુષ્ટુપ. ]

કાઢીને દૂર માયાએ રામને, રડતી હરૂં
સીતાને એકલી રાને અમંત્રાહુતિ તુલ્ય હું. ૧૫

[ સીતા ] પર્ણકુટીમાં જઊં અને અને આતિથ્યની તૈયારી કરૂં.
[ સીતા પર્ણકુટીમાં જવા માંડે છે. ]

[ રાવણ ] રહે, જાય છે ક્યાં ?

[ રાવણ પરિવ્રાજકનું રૂપ તજી દેઈ પોતાના ખરા સ્વરૂપે દેખા દેઈ સીતાને પર્ણકુટીમાં જતાં રોકે છે. ]

[ સીતા તેને જોઈ ચમકી ] ઓ રે! આ કોણ ?

[ રાવણ ] અહો કમળાક્ષી !

[ શાર્દૂલવિક્રીડિત. ]

જેણે દાનવનાં અને અમરનાં જૂથો હરાવ્યાં રણે,
તે હું રાક્ષસરાજ રાવણ જ છું. ના ઓળખ્યો તેં મને ?
નાણી બે'ન નરે કરેલ નકટી, જાણી હણ્યા ભ્રાતને,
આવ્યો છું ઋણ વૈરનું અતિ ઘણૂં હું વાળવાને વને. ૧૬

[ અનુષ્ટુપ. ]

માયાએ રાક્ષસી મૂઢ એ ભ્રલોન્મત્ત રામને
કાઢીને દૂર, હે મુગ્ધે, જાણી છું હું હરી તને. ૧૭

[ સીતા ] આર્યપુત્ર, અરે આર્યપુત્ર! રક્ષણ કરો.

[ રાવણ ] અયિ વિશાળ નેત્રવાળી સુંદરી !

[ પુષ્પિતાગ્રા.

વણ અરથ કરે પ્રલાપ આ તૂં.
સમજ, હવે તુજ આર્યપુત્ર હૂં છૂં.
મુજ સહ, મનથી સમર્થ રામે
સુરયુત, છે અસમર્થ ઝૂઝવાને. ૧૮

[ સીતા ક્રોધ કરી ] દુષ્ટ ! તને શાપૂં છૂં.

[ રાવણ સ્વગત ] અહો, શો ભારે પતિવ્રતાનો પ્રભાવ છે !

[ અનુષ્ટુપ. ]

ન દાઝયો ઊછળી વ્યોમે ચડી ચંડાશુના કરે,
તે હૂં બળ્યો બળ્યો શાણિં શાપના સ્વલ્પ અક્ષરે ! ૧૯

[ સીતા ] અરે આર્યપુત્ર! રક્ષણ કરો.

[ રાવણ સીતાને હરી ઊંચે ચડી ] અહો જનસ્થાનમાં વસતા તાપસો ! શ્રવણ કરો.

[ અનુષ્ટુપ. ]

સીતાને આ દશગ્રીવ બળથી જાય છે હરી.
હોય ક્ષત્રિય, તો રામ મૂકાવે બળ દાખવી. ૨૦

[ આકાશમાર્ગે જતાં ] અહો ! આ પવન શો ? વનનાં ઝાડનાં ડાળાં એ વીંઝી નાંખે છે. હાં હાં, એ તો દશરથના મિત્ર જટાયુની પાંખોનો ઝપાટો. પ્રચંડ ચાંચવાળો એ ગીધ મારી પૂંઠે લાગે છે. આવ તો ખરો, ગીધડા !

[ અનુષ્ટુપ. ]

ખાંડે પાંખ કરી ખાંડી વાઢીને અંગ અંગ હૂં
ન્હવરાવી તને રક્તે જમલોક જ મોકલૂં. ૨૧

[ સીતાને લેઇને પસાર થઈ જાય છે. ]

इति सीताहरणं नाम पञ्चमोऽङ्कः ।



# પ્રતિમા.

## વિષ્કુંભક ૫.

[ બે વૃદ્ધ તાપસ પ્રવેશ કરે છે. ]

[ **બંને** ] **ધાઓ, રે કોઇ વ્હારે ચડો !**

[ **પ્રથમ** ] **હરિહરિ !**

[ વંશસ્થવિલ. ]

શરીર છે ઉત્પલ તુલ્ય નીલ, ને
મૃણાલ જેવા સિત દંતકીલ છે,
કરાલ એવો હરિ શો નિશાચરે
મૃગી સમી કો અબળા હરે અરે ! ૧

[ **દ્વિતીય** ] અરે ! આ તો વત્સા વૈદેહી છે.

[ વંશસ્થવિલ. ]

બને હલાવાયલ ક્ષુબ્ધ વેલડી,
રહે વળી નાગણ ગ્રસ્ત તર્ફડી,
પ્રકંપતી તેમ, દશાસ્ય તેહને
તપોવને સિદ્ધિ સમી બળે હરે. ૨

[ નેપથ્યે ] ઊભો રહે, રે દુષ્ટ રાક્ષસ ! હું જટાયુ જીવું છું ને તું નાસીને ક્યાં જનાર છે ?

[ **પ્રથમ** ] અહો ! રાવણને હાકેટતો પડ્યો જટાયુ દશરથનું ઋણુ વાળવાને રાક્ષસરાજની પૂંઠે.

[ **દ્વિતીય** ] રોષ ભેર નેત્ર ઘૂમાવતો રાવણે પાછો વળ્યો.

[ **પ્રથમ** ] આ રાવણ આવી પ્હોચ્યો.

[ **દ્વિતીય** ] આ જટાયુ એ આવી પ્હોચ્યો.

[ **બંને** ] જામ્યૂં યુદ્ધ અંતરિક્ષમાં.

[ **પ્રથમ** ] જુઓ, જુઓ ગૃધ્રરાજનૂં પરાક્રમ.

[ શાર્દૂલવિક્રીડિત. ]

પ્રૌઢી પાંખતણા પ્રહાર કરતો એ દ્વંદ્વમાં ઊતરે;
ચંચૂએ ચટ ચામડી વતરડી વીંધી વિદારે ઉરે,
ને ન્હોરે નિજ લોહકંટક સમા ભેદે બળે અંતરે,
વજ્રે ખંડન ઇંદ્ર જેમ ગિરિની અંતઃશિલાનૂં કરે. ૩

[ **દ્વિતીય** ] અરેરે ! અધર્મી રાવણે ક્રોધમાં તરવાર ખેંચી ગૃધ્રરાજના દક્ષિણ સ્કંધે ઘા કર્યો !

[ **બંને** ] માર્યો તો ! પાંખ કપાઈ ગઈ, અને જટાયુ પડ્યો પૃથ્વીમાં !

[ **પ્રથમ** ] હરિહરિ !

[ વસંતતિલકા. ]

ક્રીડામયૂર વત શત્રુ ન લેખવીને
વીરત્વયુક્ત નિજ વિક્રમ દાખવીને

ઝાંખો પ્રતાપ દશકંધરનો કરીને
એ વાતભગ્ન તરુ તુલ્ય પડ્યો, લડીને. ૪

[ બંને ] તમારો સ્વર્ગમાં વાસ હજો, ગૃધ્રરાજ !

[ પ્રથમ ] ચાલો, ચાલો. શ્રીરામને જઈ નિવેદન કરિયે.

[ દ્વિતીય ] હા, ચાલો. સમાચાર મહત્ત્વના છે.

[ બંને જાય છે. ]

---

# પ્રતિમા.

## અંક ૬.

[ કંચુકી પ્રવેશ કરે છે. ]

[ **કંચુકી** ] કનકપોળની ચોકીએ કોઇ છે કે ?

[ **પ્રતિહારી** પ્રવેશ કરી ] હું વિજયા હાજર છું. ફરમાવિયે, આર્ય.

[ **કંચુકી** ] વિજયા ! કુમાર ભરતને નિવેદન કરો, કે શ્રીરામના દર્શને જનસ્થાન ગયેલા સુમંત્રજી આવ્યા છે.

[ **પ્રતિહારી** ] આર્ય ! સુમંત્રજીને કુમારશ્રીનાં દર્શન થયાં હશે ને એમનો ફેરો સફળ થયો હશે, નહિ વારૂ ?

[ **કંચુકી** ] બાઇ ! હું જાણતો નથી. પણ મારે કહેવું જોઇયે, કે

[ અનુષ્ટુપ. ]

વ્હીલાયેલું હૃદયના સંતાપે મુખ એમનું
ભાળીને મન મારૂં એ બહુ અસ્વસ્થ છે બન્યું. ૧

[ **પ્રતિહારી** ] આર્ય ! સુમંત્રજીના સમાચાર સાંભળીને મારા મનમાં પણ કંઇ કંઇ થાય છે.

[ **કંચુકી** ] પણ ત્યારે તમે ઊભાં કેમ રહ્યાં છો, બાઇ ? વ્હેલાં જઇને સંદેશો પ્હોચાડો ને.

[ **પ્રતિહારી** ] આ પળે જ પ્હોચાડું છું, આર્ય. [ જાય છે. ]

[ કંચુકી થોડીક વારે ] સુમંત્ર આવ્યાની ખબર મળતાંની સાથે આ આવે કુમાર ભરત. એ શ્રીરામના સમાચાર જાણવાને બહુ અધીરા જણાય છે. એમને માથે વિચિત્ર આકારનો ભૂખરી જટાનો ભાર છે અને એમણે શરીરે વલ્કલ ધારણ કરેલાં છે.

[ એવે સામેથી વર્ણવેલે વેષે ભરત પ્રવેશ કરે છે. ]

[ ભરત ] આર્ય ! અવસરે રાજ્ય સંભાળી લેવાની શ્રીમુખની બોલી સાથે તેમની પાદુકાની પ્રસાદી લેઈ હું જ્યેષ્ઠ બંધુને મળીને આવ્યો'તો, તે બહુ જૂની વાત છે. પણ તરતમાં,

[ વસંતતિલકા. ]

જે લોચનો સઉ પ્રજાજનનાં હરે છે,<br>જેના મહા ગુણગણે હઈયાં ઠરે છે,<br>એ રામ સંનિધિ સુમંત્ર ગયા હતા, તે<br>લૈ એમની ખબર છે અવ આવિયા કે ? ૨

[ કંચુકી ] જય જય કુમાર ! એઓ કનકપોળની દેવડીએ છે.

[ ભરત ] તો એમને સત્વર અંદર મોકલો, આર્ય.

[ કંચુકી ] આજ્ઞા, કુમાર.

[ કંચુકી જાય છે; પછી સુમંત્ર પ્રતિહારી સાથે પ્રવેશ કરે છે. ]

[ પ્રતિહારી ] પધારિયે, આર્ય.

[ સુમંત્ર ] હરિહરિ !

[ પુષ્પિતાગ્રા. ]

મરણ અનુભવ્યું નરેશકેરું,<br>કુંવરતણું વનવાસદુ:ખ હેર્યું,

